॥ શ્રી વર્ધમાનસ્વામિ[illegible] ગચ્છેશ

પૂ. આગમોદ્ધારક આચાર્ય [illegible] ધ્યાનસ્થ સ્વ.

આનંદ સાગર સૂરીશ્વરજી મહારાજના

તાત્ત્વિક વ્યાખ્યાનોનો સંકલન-સ્વરૂપ





# આગમ જ્યોત

## (તૃતીય વર્ષ)

आगमवर्यालोचना प्राणः

卐 श्रामण्यसारमवाप्नोति 卐

વીર નિ. સં. ૨૪૯૫

વિક્રમ સં. ૨૦૨૫



આગમોદ્ધારક સં. ૧૯

ઈ. સ. ૧૯૬૮

કિંમત રૂા. ૫

વિષમકાળ જિનબિંબ જિનાગમ
ભવિયણકું આધારા ॥

પ્રકાશક
રમણલાલ જેચંદભાઈ
કાર્યવાહક
આગમોદ્ધારક જૈન ગ્રંથમાળા
દલાલવાડા P. O કપડવંજ
(જિ ખેડા) (ગુજરાત)

પુસ્તક પ્રાપ્તિ સ્થાન.
આગમ જ્યોત કાર્યાલય
કીર્તિકુમાર એફ. શાહ
દિલિપ નોવેલ્ટી સ્ટોર્સ
P. O. મહેસાણા (ઉ. ગુ.)

## નમ્ર નિવેદન

* આગમ જ્યોત હવે પછી ચોથા વર્ષથી જ્ઞાન પંચમીના દિવસે ચારે અંકો ભેગા પુસ્તક રૂપે પ્રકટ થશે
* લવાજમ યોજના બંધ કરી છે, પૂ. સાધુ, સાધ્વીજી અને જ્ઞાનભંડારો તેમજ તત્વ રૂપે ગૃહસ્થોને ભેટ મોકલવામા આવે છે.
* સ્થાયી કોશમા ૧૦૧ કે તેથી વધુ રકમ લેવાય છે.
* ભેટ ખાતે ગમે તેટલી રકમ લેવાય છે.

મુદ્રક:
જયન્તિ દલાલ, વસત પ્રિ પ્રેસ.
ઘીકાંટા, શેલાભાઇની વાડી,
અમદાવાદ

જેઓએ ૭૫ વર્ષની વૃદ્ધવયે કોઇપણ જાતના ટેકા વિના રોગગ્રસ્ત દશામા પણ છેલ્લા ૧૫ દિવસ અર્ધપદ્માસને કાઉસ્સગ્ગ મુદ્રાએ રહી પૂર્વકાલીન અનશન સમાધિ મરણની ઝાંખી કરાવી



આગમસમ્રાટ્ આગમજ્યોતિર્ધર બહુશ્રુત સૂરિપુરંદર
ગીતાર્થ સાર્વભૌમ ધ્યાનસ્થ સ્વર્ગત

પૂ. આ. શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજ

ગૂઢ વિષયોને તર્કબદ્ધ હૃદયંગમ અને હળવી રોચક શૈલીમાં પ્રતિપાદન કરનાર તરીકે આવકારેલ છે.

આના પ્રકાશનનો લાભ પૂ૦ આગમો૦શ્રીના નામ સાથે સંકળાયેલા અને પૂ૦ ગચ્છાધિ૦ની નિશ્રામાં પૂ૦ આગમોદ્ધારકશ્રીની નાની મોટી દરેક રચનાઓને પ્રકાશિત કરવાનું સૌભાગ્ય મેળવનાર અમારી સંસ્થાને મળ્યો છે. તે અમારે મન ગૌરવની વાત છે.

તત્ત્વદૃષ્ટિસંપન્ન મહાનુભાવોએ અમારા સ્થાયી કોશમાં સમૃદ્ધ સહાય આપી પ્રયાસને વધાવી વિવિધ ભેટ રકમો મોકલી આર્થિક રીતે અમોને નિશ્ચિંત બનાવ્યા છે તે બદલ ભેટ રકમ મોકલનારા અને સ્થાયી કોશમા ભાગ લેનારા શ્રીસંઘો કે પુણ્યાત્માઓના ધર્મપ્રેમની ગુણાનુરાગભરી અનુમોદના કરીએ છીએ.

એકંદરે પ્રસ્તુત પ્રકાશનમાં ચતુર્વિધ શ્રીસંઘનો હાર્દિક સહકાર મળી રહ્યો છે, તે જ અમારા કાર્યની મહત્તા સૂચવે છે.

આ પ્રસંગે અમારા આ કાર્યને મંગળ આશીર્વાદ તેમજ નિશ્રાછત્રછાયા દ્વારા અનેકવિધ સરળતા કરી આપનાર સૂળી નરેશ પ્રતિબોધક, શાસ્ત્રિદર્મ્યબોધક વાત્સલ્યસિંધુ પૂ આગમોદ્ધારકશ્રીના પટ્ટપ્રભાવક **પૂ૦ ગચ્છાધિપતિ આચાર્ય ભગવંત**, તથા વિવિધ સામગ્રી આપનાર પૂ૦ મુનિરાજશ્રી **ગુણસાગરજીમ૦**, મહત્ત્વના સૂચનો આપનાર **પૂ૦ ગણિવર્ય કંચનસાગરજીમ૦**, પ્રકાશનને સર્વાંગ સુંદર બનાવવામાં પૂર્ણ કાળજી સેવનાર તથા સંપાદનનું કાર્ય વ્યવસ્થિત કરનાર પૂ૦ આગમોદ્ધારકશ્રીના શિષ્યરત્ન **પૂ૦ મુનિરત્ન શ્રી સૂર્યોદયસાગરજીમગણી** તથા પૂ૦ આગમોદ્ધારકશ્રી વિનેયરત્ન, શાસનપ્રભાવક, શ્રી સિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક **સ્વ૦ આ૦ શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરના** શિષ્યરત્ન તપોમૂર્તિ, શાસનસુભટ સંઘસમાધિ તત્પર પૂ૦ ઉપાધ્યાયશ્રી **ધર્મસાગરજીમ૦** શિષ્ય **મુનિશ્રી અભયસાગરજીમ૦ગણી** તથા મહારાજશ્રી હસ્તક સંપાદન કાર્યમાં વિવિધ રીતે ઉપયોગી થનાર સેવાભાવી **મુનિશ્રી કલ્યાણસાગરજીમ૦** આદિ, તેમજ આર્થિક સહાયતા માટે ઉપદેશ-પ્રેરણા

આપનાર તે તે મુનિ ભગવતો અને સાધ્વી મહારાજ આદિની ધર્મ પ્રેમભરી કૃપાદષ્ટિ બદલ અમે અમારી જાતને ગૌરવવ તી લેખીએ છીએ

"આગમજ્યોત"નું કલાત્મક સુંદર છાપકામ માટે પૂરતી કાળજી સેવનાર અને દરેક રીતે નિ સ્વાર્થભાવે તનતોડ પરિશ્રમ કરનાર સેવાભાવી સ્વ૦ શેઠશ્રી સારાભાઈ પોપટલાલ ગજરાવાળા (અમદાવાદ)ના ધર્મપ્રેમની આ તકે ખૂબ જ ધર્મપ્રેમ ભર્યા હૈયાથી અનુમોદના કરીએ છીએ

ત્રીજા અકના કામની લગભગ સમાપ્તિ થઇ તે સમયે અચાનક હાર્ટફેલ થવાથી સારાભાઈના સ્વર્ગવાસથી આગમજ્યોતના પ્રકાશનના કાર્યને ઘણી જ અસર પહોચી છે, ભાવીની પ્રબળતા વિચારી સ્વર્ગસ્થના આત્માની શાતિ ઇચ્છીએ છીએ

આગમજ્યોતના મુદ્રણ સબધી દરેક કાર્યની જવાબદારી ઉઠાવનાર ચાણસ્મા નિવાસી શ્રી બાબુલાલ કેશવલાલ શાહ (૧૧-નગરશેઠ માર્કેટ રતનપોળ) અમદાવાદ વાળાના ખતભર્યા પ્રયાસની ગુણાનુરાગભરી પૂર્ણહૈયે અનુમોદના કરીએ છીએ

જેઓએ ખરેખર શ્રી સારાભાઈ શેઠની ગેરહાજરીમા પ્રેસ બ્લોક-પ્રુફ આદિ છાપકામ સબધી દરેક જાતની જવાબદારી ઉઠાવી પોતાની હાર્દિક ધર્મશ્રદ્ધાનો સુદર પરિચય આપ્યો છે

વળી આગમજ્યોત સબધી સ્થાયી કોશની યોજનાને મૂર્ત સ્વરૂપ આપવા જરૂરી પ્રચાર કાર્યમા સક્રિય ફાળો આપનાર શ્રી અભયદેવસૂરિ જૈન જ્ઞાનમદિર અને જૈન ધાર્મિક પાઠશાળાના માનદ્ ધર્મશિક્ષક પ૦ શ્રી હરગોવનદાસ સપ્રીતચદના ધર્મપ્રેમની પણ આ પ્રસગે નોધ લેવી ઉચિત માનીએ છીએ

વળી "આગમજ્યોત"નુ વ્યવસ્થાતત્ર નિ સ્વાર્થભાવે કાળજી જાતમહેનત અને તત્ત્વરૂચિથી સભાળનાર શ્રી આગમજ્યોત કાર્યાલય મહેસાણાના સચાલક શ્રી કીર્તિકુમાર ફુલચદ મહેતા (દીલીપ નોવેલ્ટી સ્ટોર મહેસાણા)ના ધર્મપ્રેમની ભૂરિ અનુમોદના કરી કૃતાર્થતા અનુભવીયે છીએ.

આ ઉપરાંત "ઝાઝા હાથ રળિયામણા" ન્યાયે અમારા આ પુનિત કાર્યમાં એક યા બીજી રીતે, પ્રત્યક્ષકે પરોક્ષ સહયોગ આપનારા દરેક મહાનુભાવોના ધર્મસ્નેહની હાર્દિક અનુમોદના કરીએ છીએ.

છેવટે પ્રસ્તુત પ્રકાશનમાં જાણ્યે અજાણ્યે મતિમંદતાથી કે ક્ષયોપશમની વિચિત્રતાથી જિનાજ્ઞા-પરંપરાથી વિરૂદ્ધ કંઈપણ આલેખાયુ હોય કે અશુદ્ધિઓ રહેવા પામી હોય તે સઘળાનું ચતુર્વિધ શ્રીસંઘ સમક્ષ હાર્દિક મિ....ચ્છા....મિ....દુ....ક્કઃ... ડં....માંગવા સાથે પ્રસ્તુત પ્રકાશનના આશયને સમજી વિચારી પુણ્યવાન્ ભાવુક આત્માઓને તત્ત્વનિષ્ઠા કેળવી જીવનશુદ્ધિના રાજમાર્ગને અપનાવવામાં "આગમ જયોત" ખરેખર પથપ્રદર્શક બને એ અંતરની મંગળ કામના.

વીર નિ. સ.
૨૪૯૫
વિ. સ ૨૦૨૫
માહ સુ ૧૧

વિનીત
સંઘ સેવક
રમણલાલ જેચંદ શાહ
કાર્યવાહક : આગમોદ્ધારક ગ્રંથમાળા
કપડવંજ (જિ. ખેડા) ગુજરાત.

卐 પૂ૦ આગમોદ્ધારકશ્રીના 卐
ટંકશાળી સુવાકયો

- અશુભ કર્મોના બંધનમ થી છોડાવે તે જ **સાચા મિત્રો** છે.
- અનાદિના "લઉ-લઉ"ના સંસ્કારોનું પરિવર્ત્તન અને ત્યાગમાર્ગ તરફ હાર્દિક વલણ તેનું નામ **સમ્યક્ત્વ**

—પૂ૦ આગમો૦ની
દિવ્યદેશના પૃ. ૧૭૪

# આગમ જ્યોત

વર્ષ ૩

પુ૦ ૧-૨-૩-૪

# વિષયાનુક્રમ

## પુસ્તક ૧ પૃ ૧-૮૦

## પુસ્તક ૨ પૃ ૧-૫૬

## પુસ્તક ૩ પૃ ૧-૮૫

## पुस्तक ४ पृ १-७२

## છુટક ઉપયોગી સામગ્રી



卐 મ...ન...ની...ય...સુ...વા...ક્યો 卐

* જૈન તે કહેવાય કે જે સર્વથા કર્મોનાં બંધનમાંથી અળગા થવાની વાતને સતત લક્ષમાં રાખે.
* સ્વચ્છંદ પ્રવૃત્તિ સંસાર વૃદ્ધિનું મુખ્ય કારણ છે.
* ઘાતી કર્મનો નાશ કરવા માટેનું લક્ષ ધર્મી જીવોનું હોય છે.
* ગુણી પુરુષોનો આદર ગુણાનુરાગ ઉપજાવે છે તેથી કર્મોની નિર્જરા વધુ થાય છે.
* નિર્જરાનું લક્ષ આરાધક જીવોનું મુખ્ય હોય છે.





વીર નિ. સં. ૨૪૯૪
વિ. સં. ૨૦૨૪
આગમો૦ સં૦ ૧૮

वर्ष ३
પુસ્તક ૧
આદ્ય


॥ इगवीसगुणसमेओ
जुग्गो धम्मस्स
जिणमए भणिओ ॥

## ધર્મઆરાધનાની સફળતા માટે
## ૨૧ ગુણોના
## આવશ્યકતાનું રહસ્ય

### રખડપટ્ટીનો અંત શી રીતે આવે ?

શાસ્ત્રકાર મહારાજા ભવ્ય જીવોના પરમોપકાર માટે ધર્મરત્નપ્રકરણ નામના શુભ ગ્રંથમાં જણાવે છે કે

આ જીવ આ સંસારમાં અનાદિ કાળથી રખડયા કરે છે, ભટકયા કરે છે, પરંતુ તેની આ રખડપટ્ટીનો અંત આવ્યો નથી પણ ખરી વાત એ છે કે એ રખડપટ્ટીનો અંત લાવવો આપણને ગમે છે ? જો તેનો અંત લાવવાનો ગમતો હોય તો અંત લાવવાના ઉપાયરૂપ ધર્માચરણ પર પ્રીતિ થયા વિના ન રહે !

ભાગ્યવાનો ! અહીં તમે કદાચ એવી શંકા કરશો કે —

"આપણે આ જન્મ–ચાલુ ભવની વાતોને પણ બરાબર યાદ રાખી શકતા નથી ! અને ગયા જ ભવમાં આપણે શા શા દુઃખો

આ ઉપરથી કોઈક એમ કહી શકે કે—"ગર્ભની સ્થિતિ ભયંકર છે' એ વાતનો ખ્યાલ જ માનવપ્રાણીને આવી શકતો નથી, તો પછી ઉપદેશકોએ ઉપદેશ સમયે અનાદિકાળની અને ગત ભવોની લાંબી-લાંબી વાતો છોડીને સીધો જ ઉપદેશ આપવો જોઈએ, કેમકે—મનુષ્યનો જન્મ જ્યારે-જ્યારે મળે છે, ત્યારે ત્યારે શરીર સર્જવું પડે છે, પ્રસવની આકરી વેદના ભોગવવી પડે છે, અને માતાનું દૂધ પીને ગંદો ખોળો, ગંદા વસ્ત્રો અને ગંદા પદાર્થોમાં શયન કરવું પડે છે; જો આ વાતોનો પણ આપણને ખ્યાલ નથી, તો આપણે ગયા જન્મની વાતોનું સ્મરણ પણ ક્યાંથી કરી શકવાના.

ઘણીવાર આપણે ગઈ કાલની વાત પણ પૂરેપૂરી સંભારી-ખ્યાલમા લાવી શકતા નથી, તો પછી આપણી આગળ અનાદિકાળની વાતો થાય અને તેની ભૂમિકા ઉપર ઉપદેશ દેવાય એ સ્થિતિ "બ્હેરા આગળ ગીત ગાવા" જેવી છે.

-પરંતુ અહીં સમજવા જેવી વાત એ છે કે—

શાસ્ત્રકાર મહારાજાઓએ આવા અનેક પ્રશ્નોના ખુલાસા શાસ્ત્રોમાં છણ્યા છે અને તેથી તેમના કથનને આધારે અમે કહીએ છીએ કે—

**મહાનુભાવો!** અનંતભવોની તમારી આગળ વાતો કરવી એ આવશ્યક છે અને તેમાં તમારા જ કલ્યાણની સાધનાનો શાસ્ત્રકારોનો હેતુ રહેલો છે.

(ક્રમશઃ ચાલુ)

# 卐 આગમ રહસ્ય 卐

## દ્રવ્યનંદીરૂપી ત્રીજો ભેદ

( વર્ષ ૨ પુસ્તક ૧ થી ચાલુ )

### પ્રભુ મહાવીરના ૨૭ ભવોનુ રહસ્ય

ભગવાન્ મહાવીર મહારાજના જીવને નયસારના ભવમા પ્રથમ સમ્યક્ત્વની પ્રાપ્તિ થઇ અને ત્યાથી સ્થૂળ એવા સત્તાવીશ ભવોની ગણત્રી કરવામા આવી, અને સૂક્ષ્મ ભવો તો નયસારના ભવથી મહાવીર મહારાજના ભવ સુધી અસખ્યાતા થએલા છે, કેમકે જો સૂક્ષ્મ ભવ અસખ્યાતા ન લઇએ તો મરીચિના ત્રીજા ભવથી મહાવીર મહારાજના ભવની વચ્ચે એક કોડાકોડ સાગરોપમ થઈ શકે જ નહિ, કેમકે તે સત્તાવીશ ભવોમા ચૌદ ભવ તો ઔદારિક શરીરના જ ગણાય, ફક્ત તેર જ ભવ વૈક્રિય શરીરના ગણીએ અને તેનું આયુષ્ય એકઠુ કરીએ તો સોથી સવાનો સાગરોપમ જેટલો જ વખત તેમા જઇ શકે તેમ છે, એટલે બાકીના નવાણુ લાખ નવાણુ હજાર નવસે નવાણુ ક્રોડ અને નવાણુ લાખ, નવાણુ હજાર આઠસે અગર પોણી આઠસે સાગરોપમ જેટલો કાળ ભગવાન્ મહાવીર મહારાજનો મુખ્યતાએ સ્થાવરપણામા ગયો, એમ માનવું પડે અને તેટલા કાળમા હરકોઇ ઔદારિક શરીરના અસખ્યાત ભવો થાય તેમા આશ્ચર્ય નથી

### સમ્યક્ત્વના આકર્ષોની સગતિ

શાસ્ત્રકારના આવા સ્પષ્ટ લખાણને આશ્રીને નયસારના ભવનું જ સમ્યક્ત્વ પહેલુ ગણીએ તો સમ્યક્ત્વના આકર્ષો સત્તાવીશ સ્થૂળ ભવમા થએલા સિવાય બીજે થએલા માની શકાય એમ નથી,

કેમકે સૂક્ષ્મ ભવોમાં અને તેમાં પણ સ્થાવરપણામાં કાર્મગ્રંથિક કે સૈદ્ધાંતિક કોઇ પણ મતની અપેક્ષાએ સમ્યક્ત્વની ઉત્પત્તિ તો છે જ નહિ, અને તેથી સમ્યક્ત્વના આકર્ષોની અપેક્ષાએ વિચાર કરીએ તો ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાત ભાગ જેટલી વખત એક જીવને સમ્યક્ત્વનું આવવું જવું થાય છે, તેથી ભગવાન્ **મહાવીર** મહારાજને પણ કદાચ તેવા આકર્ષો તેટલા ભવો સુધી થયા પણ હોય તો તેમાં સર્વથા નિષેધ કરી શકાય તેમ નથી, અને ભગવાન **હરિભદ્રસૂરિજીએ** ત્રિલોકનાથ ભગવાન્ **મહાવીરના** અધિકારને અંગે **'वरबोधित आरम्य'** એવા **અષ્ટકજીના** શ્લોકમાં **'બોધિ'** (સમ્યક્ત્વ)ને **'વર'** એવું જે વિશેષણ આપ્યું છે, તે તીર્થંકરપણારૂપી ફળે કરીને ફલિત થવાવાળા સમ્યક્ત્વને શ્રેષ્ઠ ગણીને આપ્યુ હોય તો તેમાં કઇ આશ્ચર્ય નથી.

## તીર્થંકરના વરબોધિમાં વિશિષ્ટતા

જો કે સામાન્ય રીતે તીર્થંકર નહિ થવાવાળા બીજા જીવોના સમ્યક્ત્વ કરતાં તીર્થંકર થવાવાળા જીવોનું સમ્યક્ત્વ શ્રેષ્ઠ ગણાય જ છે, પણ ઉપર જણાવેલી અપેક્ષાએ પણ તે **નયસારના** ભવના સમ્યક્ત્વને શ્રેષ્ઠ સમ્યક્ત્વ ગણી **વરબોધિ** તરીકે ગણાય અને તેથી જ તીર્થંકરપણાના કારણભૂત સમ્યક્ત્વનો લાભ **નયસારના** ભવમાં ગણી વિશિષ્ટ સમ્યક્ત્વની અપેક્ષાએ શાસ્ત્રકારો **"मग्गं किर देसित्ता"** વિગેરે કહી **નિર્ગમ** વિગેરે દ્વારોમાં મિથ્યાત્વનો વાસ્તવિક નિર્ગમ **નયસારના** ભવથી જ ગણાવે તો તેમાં તેમાં કઇ આશ્ચર્ય નથી. વસ્તુત: **નયસારના** ભવમાં સમ્યક્ત્વ પામ્યા છે, એ વાતમાં કોઈ જાતના વિચારને અવકાશ નથી.

હવે તે **નયસારના** ભવમાં સમ્યક્ત્વ પામવા પહેલાં પણ તે આત્મા કેવો પરોપકાર દૃષ્ટિવાળો છે તે વિચારીએ –

જોકે શાસ્ત્રકારો ચોકખા શબ્દોમાં **वरबोधित आरभ्य परार्थोद्यत एव हि** એવા **અષ્ટકજીના** વચનથી તેમજ **લલિતવિસ્તરામાં** જણાવેલા

*પરાર્થવ્યસનિન ઉપસર્જનીકૃતસ્વાર્થા* વિગેરે જણાવેલા વચનોથી એધિ લાભ થયા પછી તો જરૂર દરેક તીર્થ કરા પરાર્થ એટલે પરહિત કરવાના વ્યસનવાળા જ! એટલે તે વગર ચેન જ પડે નહિ એવી સ્થિતિવાળા અને સ્વાર્થને ગૌણુ કરવાવાળા જ હોય છે, પણુ ભગવાન્ **મહાવીર** મહારાજ તો સમ્યક્ત્વ પામવા પહેલા પણુ પરાર્થના વ્યસન વાળા હતા એમ **નયસારના** ભવમા તેઓશ્રીને સમ્યક્ત્વ પ્રાપ્ત થવાની પહેલાની અવસ્થા વિચારતા સ્પષ્ટ માલમ પડી આવે છે

**નયસારના ભવમા પરાર્થ વ્યસનીપણુ**

શાસ્ત્રને જાણુનાર અને ભગવાન્ **મહાવીર** મહારાજના ચરિત્રને સાભળનાર દરેક મનુષ્યને એ યાદ હશે કે તે **નયસાર** એક ગામના તલાટી હતા, અને તે તલાટીપણું છતા તેઓ પરોપકારમા પ્રવૃત્ત થાય તેજ નવાઈ જેવુ છે, કેમકે જેઓને ગામડાઓના તલાટીઓની દશાનો અનુભવ હશે તેઓ સ્પષ્ટપણે સમજી શકશે કે ગામડાના અજ્ઞાન અને મજુરવર્ગની સાથે સતત વ્યવહાર કરવાનો હોવાથી તેમજ દરેક સ્થાને રાજાની આવકને જ વધારવાની લેહ લાગેલી હોવાથી અને સાથે ગરીબવર્ગ પાસેથી પણુ પોતાની નિર્વાહ માટેની આજીવિકા કાઢવાની હોવાથી તે તલાટીના મગજની કેવી ચકમદશા હોય ? અને તેના વચનોમા કેવી ઉદ્ધતાઇ હોય! એ અનુભવ કર નારાઓને સહેજે માલમ પડે તેમ છે, તો એવી દશાવાળી પદવીએ ભગવાન્ **મહાવીર** મહારાજા **નયસારના** ભવમા રહ્યા હતા અને તેવી પદવીમા આગળ જણાવીશું તે પ્રમાણે પરોપકારની બુદ્ધિ થવી તો અસભવિત નહિ તો દુ સભવિત તો જરૂર માનીએ, છતા તે આત્માની સ્વાભાવિક ઉત્તમતા હોવાને લીધે તેવી પદવીમા પણુ પરોપકાર કરવાની વૃત્તિ થઇ છે તે તેમના **પરાર્થવ્યસનીપણાના** સ્વભાવને જ આભારી છે

પરાર્થ વ્યસનીપણું તેમજ સ્વાર્થનુ ગૌણપણું હોવાથી જ તેવી તલાટીની પદવીમા રહેલો પણુ તે **નયસાર** લાકડા સરખી ચીજ પણુ ગરીબો ઉપર નાસ કે વેઠરૂપે નહિ લેતા પોતે જ પોતાના

કહેવું જ પડશે કે તે નયસારને મળેલું તલાટીપણું, તેમની અદ્વિતીય ઉત્તમતાને જ આભારી હતું, અને તલાટીપણુ મળ્યા પછી પણ તેમની તે ઉત્તમતા ગંગાના પ્રવાહની પેઠે અવ્યા- હતપણે વહી રહી હતી.

જો કે **નયસાર**ની જિંદગીના બીજા વૃત્તાંતો કોઇ પણ શાસ્ત્રમાં ઉલ્લેખિત થએલા જોવામા આવતા નથી, છતાં તલાટીપણામાં બાળ- વાના લાકડાં માટે જંગલમાં મધ્યાહ્ન વખતે નિવાસ કરવાનું કરેલું એક જ વર્ણન ચોખાની ભરેલી હાંલ્લીમાંથી બે દાણા ચાપવાથી જેમ આખી હાંલ્લીની સ્થિતિ માલમ પડે, તેમ આ એક બાળવાના લાકડાં જેવી ચીજને માટે આપેલું વર્ણન તેમની સ્વાભાવિક જિંદગીનો ચિતાર આપવા માટે બસ છે.

**બાળવાના લાકડા માટે જંગલમાં જવાનું રહસ્ય**

વાંચકો સ્પષ્ટપણે સમજી શકે તેમ છે કે બાળવાના લાકડાં જેવી ચીજ કોઇક જ વખત જોઇએ છે એમ નહિ. પણ તે હરહંમેશની ખપની ચીજ છે, અને હરહમેશની ખપની હોવા સાથે કિંમતમાં સર્વથા નજીવી છે, તો તેવી કિંમતમાં સર્વથા નજીવી અને હરહમે- શની ચીજ છતાં પણ જે ગરીબોને દુભવીને લેવા ન માગે અને તેવી હરહમેશની સામાન્ય નજીવી ચીજને માટે સખત ઉનાળામાં, ખરે બપોરે, જે મનુષ્ય વનનિવાસનો પ્રયાસ સેવે. તે મનુષ્ય બીજી કોઇ પણ ચીજ વગર અધિકારે ન લે એ સ્વાભાવિક જ છે.

આવી રીતે સખત ઉનાળાના મધ્યાહ્નની વખતે વનવાસ સેવીને પણ પોતાને જોઇતી ચીજ પોતે જ મેળવવી, પણ સત્તાની રૂએ કે લાજશરમથી પણ કોઇની પાસેથી પણ તેવી સામાન્ય કિંમત- વાળી નજીવી ચીજ ન લેવી, એવી પ્રવૃત્તિ તેમની આખી જિંદગીની ઉત્તમતાને જણાવવાને માટે આદર્શ રૂપજ છે. કેમકે જેઓને બીજાઓ પાસેથી સત્તા કે લાજશરમ, અગર બળાત્કારથી કંઇ પણ ચીજ લેવાની ટેવ પડી હોય તેવો મનુષ્ય સખત ઉનાળામાં, ખરા બપોરે

બાળવાના લાકડા જેવી સામાન્ય ચીજ માટે જંગલમાં જવાની ઇચ્છા સ્વપ્ને પણ કરે નહિ

આ ઉપરની હકીકત વાચવા ને વિચારવાથી વાચકોને **નયસાર** તલાટીના જીવનનો આછો ખ્યાલ જરૂર આવશે આવી રીતે જીવન વહેનારા **નયસાર** તલાટી કે જે ભગવાન્ **મહાવીર** મહારાજનો જીવ છે તેમનુ જંગલમા, ઉનાળામા, મધ્યાહ્ન વખતે રહેવું થયુ તેવા વખતમા ભવિતવ્યતાએ કેવો ઉત્તમ સંયોગ મેળવી આપ્યો ? અને **નયસારનું** પરોપકારીપણું કેવી રીતે ઝળક્યુ ? એનો વિચાર હવે કરીએ

## નયસારની નિર્મળ મનોવૃત્તિ

ભગવાન્ **મહાવીર** મહારાજનો જીવ જે **નયસાર** તે તલાટીની પદવીમા છતા પણ ન્યાયને પ્રાણ સમાન ગણનાર હોવાથી, તેમજ સ્વમહેનતથી મળવાવાળી ચીજને માટે પૈસાનો વ્યય કરી નોકરીને ભારે નહિ કરનાર હોવાથી જગતમા એકાગ્નીની બૂમોનુ કારણ તે બનતો ન હતો, અને તેથી બાળવાના લાકડા પણ મૂલ્યથી કે બળાત્કારથી લેવાનુ તેણે પસદ કર્યુ ન હતું, એટલુ જ નહિ પણ ઉનાળાના સખત તાપની વખતે પણ લાકડા કાપવા જતા કોઇ પણ અન્ય મનુષ્યને બળાત્કારથી કે વેઠથી જોડે લીધા નથી

કેટલીક વખતે ન્યાયનો ડોળ કરનારા અધિકારીઓ ન્યાયનો ડોળ કરવાની ખાતર જ કેટલાક કાર્યો પોતાને હાથે કરે છે, પણ તેમા બીજા લોકોને એટલા બધા મડાવે છે કે તે સરકારી નોકરો કે ઇતરને વેઠ કરતા પણ તે સંડોવામણ ભારે થઇ પડે, પણ આ **નયસાર** તેવા ડોળઘાલુ અધિકારીઓની માફક પોતે પોતાની જોડે કોઇ પણ ઇતર રાજકીય નોકર કે પ્રજાજનને તે લાકડા કાપવાના કાર્યમા જોડે સંડોવ્યા નથી, પણ તે **નયસાર** એકલો જ ઉનાળા સરખા સખત ગરમીના દિવસોમા જંગલમા લાકડા કાપવા નીકળી પડયો છે

કરણુ ઉપર ભાષ્ય કરનાર પતંજલિ પણુ જુદા જુદા દેશોની ભાષા જણાવતાં સંસ્કૃત સિવાયની અન્ય ભાષાઓનું જ સર્વ દેશમાં વ્યાપકપણું જણાવે છે (જુઓ **રક્ષોહાગમ૦**નું ભાષ્ય).

આ લિપિને મુખ્ય ગણીને જ કર્મભૂમિનું કર્મભૂમિપણું અસિ અને કૃષિની સાથે મષીને લઇને ગણુવામાં આવે છે.

## કર્મભૂમિની પારમાર્થિક વ્યાખ્યા

ખરેખર તો અસિ, મષિ અને કૃષિને લીધે કર્મભૂમિપણું નથી કેમકે અસિ, મષિ અને કૃષિને લીધે જ જો કર્મભૂમિપણું ગણીએ તો ભરતો અને ઐરવતોમાં પણુ અસિ, મષિ અને કૃષિનો કાળ કેવળ એક કોડાકોડ સાગરોપમનો દરેક અવસર્પિણી, ઉત્સર્પિણીમાં હોઇ તેટલો જ કાળ તે તે ક્ષેત્રનું કર્મભૂમિપણું થશે, અને બાકીના નવ કોડાકોડ સાગરોપમ તે ભરત, ઐરવતોને કર્મભૂમિ કહેવાશે નહિ.

આવા જ કોઇ કારણસર **ટીકાકાર મહારાજા**ઓએ કર્મભૂમિશબ્દની વ્યાખ્યા કરતાં છે અસિ, મષિ અને કૃષિની વ્યાખ્યાને ગૌણ કરી" "**જે ભૂમિમાં સમ્યગ્દર્શનજ્ઞાન ચારિત્રદ્વારાએ સમસ્ત કર્મનો ક્ષય કરાવી પરમપદપ્રાપ્તિનો વ્યાપાર થાય**" તે ક્ષેત્રોને કર્મભૂમિ તરીકે અત્ય વ્યુત્પત્તિથી જણાવ્યાં છે

## પુસ્તક રાખવામાં અસંયમ છતાં સંયમની સંગતિ

આટલુ છતા ત્રિલોકનાથ તીર્થંકરોના આગમોને બ્રાહ્મીલિપિથી પણુ લખવાના ન હતાં અને તેવી રીતે લખીને પુસ્તકરૂપે તે આગમોને જે કોઇ સાધુ રાખે તેને હમેશનુ પ્રાયશ્ચિત્ત આવતું હતું, પણુ આ પ્રાયશ્ચિત્તનું વિધાન ત્યાં સુધી જ હતું કે જ્યા સુધી શાસનના ધુરંધર આચાર્યો અને મુનિ મહારાજાઓ તીવ્રતમ ગ્રહણશક્તિ અને ધારણાશક્તિને ધરાવતા હતા, પણુ જ્યારે ગ્રહણશક્તિ અને ધારણુશક્તિની ખામી થઇ, ત્યારે ત્રિલોકનાથ તીર્થંકરોના વચનોનો વિચ્છેદ નહિ થવા માટે તેમ જ ચારિત્રની પ્રાપ્તિ, સ્થિતિ અને

શુદ્ધિનુ આલબન વિચ્છેદ ન થાય માટે તે આગમના પુસ્તકો રાખ વાની મહાપુરુષોને છૂટ મળી (જુઓ બૃહત્કલ્પભાષ્ય)

-એટલુ જ નહિ પણ શ્રી ચૂર્ણિકાર મહારાજે શ્રી દશવૈકાલિકની વ્યાખ્યા કરતા સ્પષ્ટપણે જણાવ્યુ કે "આગમજ્ઞાનના અવિચ્છેદને માટે અને ચરણકરણની પ્રાપ્તિ વિગેરે માટે રખાતા પુસ્તકો દુષ્ષમા કાળને અગે મજબૂત છે"

## પુસ્તકોની પ્રાચીનતા-અર્વાચીનતાનુ રહસ્ય

આટલુ છતા વસ્તુસ્થિતિને નહિ સમજનારા કેટલાક અજાણ મનુષ્યો "પોતે પ્રથમ પુસ્તક લખના શરૂ કર્યા છે અને પોતાના ગ્રથો પ્રાચીન છે" એવુ વાસ્તવિક નહિ છતા પણ ખોટી રીતે સમજાવવા માગે છે એમ કહીને તેઓ "પોતાના આચાર્યોની પરપરામા ગ્રહણ-ધારણાશક્તિનુ વહેલુ દેવાળુ આવ્યુ" એમ આડકતરી રીતે કબુલ કરે છે

સર્વ કોઈને એ વાત તો કબુલ જ છે કે જ્યા સુધી ગ્રહણ ધારણાશક્તિની તીવ્રતા રહી ત્યા સુધી શ્રુતિ, સ્મૃતિ, આગમો કે દિગબરોના હિસાબે શાસ્ત્રો લખવાની જરૂર કોઈને પણ પડી ન હતી, કિન્તુ જેમ જેમ ગ્રહણ-ધારણાશક્તિની મદતા વતી ગઈ તેમ તેમ શ્રુતિ, સ્મૃતિ, આગમો કે દિગબરોના હિસાબે શાસ્ત્રો લખવાની ફરજ પડી એટલે સાચી અગર ખોટી જેમ દુનિયાની કહેવત છે કે 'જેને ઘેર વહેલુ ખૂટ્યુ તે વહેલો ગૂજરાતમા આવ્યો' તેવી રીતે જે સમુદાયમા ગ્રહણ-ધારણાશક્તિની ખામી વહેલી શરૂ થઈ તેણે વહેલુ લખવા માડ્યુ, અર્થાત્ "પહેલા ઘએલા લખાણ ઉપરથી પ્રામાણિકતાનો ગર્વ રાખવો" તેના કરતા "ગ્રથની પ્રામાણિકતા ધારવી" તેજ સજ્જનોને ઉચિત છે, આ ઉપરથી નક્કી દીવા જેવુ છે કે "ભગવાનના આગમોનો વિચ્છેદ માની જેઓ આચાર્યોના કલ્પિત ગ્રથોને ભગવાને કહેલા તરીકે જણાવવા જાય, તેઓ પડિત પરિષદમા તો પોષાય તેમ નથી"

ત્તરમાર્ગ પ્રાપ્ત કરાવવામાં **નયસારને** કેટલી બધી નજીક સંબંધ-વાળી થઇ? તે વાચક સહેજે સમજી શકે તેમ છે.

**નયસારના દાનની સાર્થકતા**

પૂર્વે જણાવ્યા પ્રમાણે **નયસાર** જોકે ન્યાયવૃત્તિના ધોરણે કેવળ લાકડાં કાપવા માટે જંગલમાં ગયો છે, તોપણ જેઓ પ્રાચીનકાળની સ્થિતિને જાણે છે તેઓ સહેજે સમજી શકે તેમ છે કે જંગલમાં જનારો કોઇ પણ મુસાફર કે કાર્યાર્થી ખાનપાનનો સંયોગ રાખ્યા સિવાય જંગલમાં જતો નથી, તો પછી જેને જંગલમા કાષ્ઠનો સમુદાય કાપીને એકઠો કરવો છે, તે મનુષ્ય ઘેરથી ખાનપાનનો સાથે બંદોબસ્ત કરી જાય તેમાં આશ્ચર્ય નથી.

વળી **નયસાર** જે જંગલ તરફ કાષ્ઠ કાપવાને માટે ગયો છે તે જંગલ સામાન્ય બે ગામ વચ્ચેના વન જેવું ન હોતું, પણ એક ભયંકર જંગલના કિનારા ઉપર આવેલું તે જંગલ હતું, અર્થાત્ સ્પષ્ટપણે સમજી શકાય તેમ છે કે જે સ્થાને તે લાકડાં કાપવા ગયો છે તે સ્થાન એક ભયંકર જંગલનો જ ભાગ છે અને તેવા જંગલમાં લાકડાં કાપવા જનારા મનુષ્યો પોતાને માટે ખાનપાનની સામગ્રી સાથે રાખે તે વિશેષ સંભવિત છે.

આ વસ્તુને વિચારનારા મનુષ્યથી લાકડાં કાપવા ગએલા મનુષ્ય પાસે ખાનપાન ક્યાંથી હોય? અને તે મુનિઓને પ્રતિલાભે ક્યાથી? એવી શંકાને સ્થાન આપી શકાય જ નહિ. તેમાં પણ **નયસાર** મધ્યાહ્નકાળ પણ જંગલમાં ગાળનારો હોવાથી ખાન-પાનનો બંદોબસ્ત પોતાની સાથે રાખે એ સ્વાભાવિક જ છે.

**ગૃહસ્થને માટે દાનધર્મની મહત્તા**

આ સ્થાને એક બીજી વાત પણ યાદ રાખવાની છે કે સદ્-ગૃહસ્થો પોતાને ઉદ્દેશીને પણ ખાનપાનનો બંદોબસ્ત કરે તે કેવળ કેવળ પોતાના પેટ પુરતો તો હોય જ નહિ. જો આજ-કાલના કેટલાક પેટ દેખીને રસોઈ કરનારાની પેઠે તે **નયસાર** પણ માત્ર

પોતાના ખાવા પુરતું જ જંગલમાં લઈ ગયો હોત, તો તે જંગલમાં ભૂલા પડીને આવેલા મહાપુરુષોને પણ ભોજન આપવાને ભાગ્યશાળી થઈ શકત નહિ, પણ જેમ નીતિશાસ્ત્રકારોએ ખુદ રાંધવાની અપેક્ષાએ પણ "स्वपरार्थं तु ते यत्नं, कुर्वते नान्यथा क्वचित्" એટલે સત્પુરુષોનો આહાર રાંધવા માટે કરાતો ઉદ્યમ સ્વ અને પરને ખાવાને ઉદ્દેશીને હોય છે, પરંતુ કોઈ પણ દિવસ એકલા પોતાને માટે રાંધવાનો ઉદ્યમ સત્પુરુષો કરે નહિ, તેવી રીતે આ નયસાર પણ જંગલમાં જતાં પોતાને માટે ખાનપાનનો જે બંદોબસ્ત કરે છે, તે પોતાને ઉદ્દેશીને છતાં પણ મિતપચોની માફક એકલો પોતાના જ પુરતો નહિ પણ પોતાની માફક બીજાને પણ ઉપયોગમાં આવે તેવો પ્રચુર ખાનપાનનો સંબંધ કરેલો હોવો જોઈએ

શાસ્ત્રકારોએ તેલ, આમળા વિગેરે અધિકરણો અધિક રાખવાની મનાઈ કરી છે, તોપણ ખાનપાનને અંગે તો શાસ્ત્રકારોએ ગૃહસ્થને અંગે અધિકતાને ગુણ તરીકે જણાવેલી છે, અને તેથી જ સ્થાન સ્થાન ઉદાર સદ્‌ગૃહસ્થોના વર્ણનમાં विच्छड्डियपउरभत्तपाणे અર્થાત્ આખા કુટુંબને ખાતાપીતા પણ ઘણું ભક્તપાન વધેલું છે એમ જણાવી સદ્‌ગૃહસ્થોનો ખાનપાનની અધિકતા એ ગુણ જણાવેલો છે

## દાનધર્મથી સદ્‌ગૃહસ્થપણું

આ અધિકતા તેજ સદ્‌ગૃહસ્થોને શોભે કે જેઓ ઔચિત્ય અને અનુકંપાદાનમાં લાભ માનતા હોય, પણ જેઓ ભીખમજીના ભીખ્ખનર ભીખણના ભોગ થઈ પડ્યા હોય અને જેમણે ઉચિતદાન તથા અનુકંપાદાનને દેશવટો દીધેલો હોય તેવાઓને રસોઈ કરતાં કે ખાનપાન લેતાં મિતપચો કરતાં પણ બુરી દાનતે રહેવાનું થ અને તેથી તેવાઓને શાસ્ત્રમાં વર્ણવેલી સદ્‌ગૃહસ્થતા સ્વપ્ને ન આવે તે સ્વભાવિકજ છે. એટલું જ નહિ પણ શુદ્ધ સુ
તેવાઓને

કારણ કે ભિખમની ભઠ્ઠીમા ભુંજાએલાઓએ પોતાના જેટલું જ કરેલું હોવાથી તે અશનપાનમાંથી જેટલું મુનિ લેશે તેટલું તે ભિખમની ભઠ્ઠીવાળાને ઓછું પડવાથી અંતરાય થશે, અને કોઈ પણ જીવને અંતરાય થાય તેવુ અશનપાન શુદ્ધ મુનિ લઈ શકે નહિ. કદાચ ભયંકર ભિખમપંથના ભેખમાં ભેળવાએલાના ઘેરથી કોઈ મુનિએ અજાણપણે કાંઈપણ અશનપાન લીધું તો પછી તે ભીખમપંથમાં ભળી ગએલાને નવુ અશનપાન તૈયાર કરવું પડશે અને તેથી શુદ્ધ મુનિને પશ્ચાત્કર્મ નામનો દોષ લાગશે જો કુટુંબના મનુષ્યોને અંગે આવી રીતે થાય તો એકલા **નયસાર**ને અંગે કરેલા ખાનપાનના બંદોબસ્તમા ઘણા મુનિઓ કેવી રીતે આહારપાણી મેળવી શકયા હોત ?

પૂર્વે જણાવ્યા પ્રમાણે સદ્‌ગૃહસ્થની રીતિએ પોતાના એકલાને ઉદ્દેશીને કરેલો પણ ખાનપાનનો બંદોબસ્ત ભિખમપંથના ભિખરીઓ જેવો ન હતો પણ સદ્‌ગૃહસ્થને લાયકનો જ હતો અને તેથીજ તે **નયસાર** જંગલમા પોતાને માટે આણેલા અશનપાન માંથી ઘણા મુનિઓ માટેનો સુપાત્રદાનનો લાભ મેળવવા ભાગ્યશાળી થયો. આવી રીતે વિપુલ સામગ્રી સાથે **નયસાર** લાકડા માટે તો શું પણ તત્ત્વથી સમ્યક્ત્વ માટે દ્રવ્યથી જંગલમાં પણ ભાવથી સમ્યક્ત્વની સહેલ કરવા નીકળેલો હોય તેમ તે જંગલમાં આવ્યો.

## દૂર જંગલમાં ગયેલ નયસારની દાનરુચિની મહત્તા

એક વાત સ્પષ્ટ રીતે જણાય છે કે લાકડાં કાપવા જવાવાળા મનુષ્યો નજીકના સ્થાનમાં લાકડાં કાપવાનાં હોય છે તોપણ પાછલી રાત્રિએ નીકળી જાય છે અને સૂર્યોદય થવા દેતા નથી, તો આ **નયસાર**ને તો દૂર જંગલમા લાકડા કાપવા જવાનું હતું, તેથી તે પાછલી રાત્રે નીકળે તે સ્વાભાવિક જ છે જંગલમા દૂર જવાની વાત એટલા ઉપરથી સમજાય છે કે જો લાકડાં કાપવાના સ્થાનથી ગામ નજીક હોત તો તે **નયસાર** સાધુઓને ગામમાજ મોકલત

અને તે સુવિહિત-શિરોમણિ સાધુઓ પણ તે **નયસાર** પાસેથી એકાન્ન ગ્રહણ કરત નહિ, પણ તે સાધુ મહાત્માઓ ગામમાજ પધારત, પણ એમ નથી બન્યુ, પરતુ એકલા **નયસાર**ના પ્રતિલા ભેલા અન્નપાણી તે મહાત્માઓએ વાપરેલા છે, તેથી એમ જણાય છે કે તે લાકડા કાપવાનું સ્થાન **નયસાર**ના ગામથી ઘણું દૂર હોવુ જોઇએ, અને જો તે લાકડા કાપવાનું સ્થાન ગામથી દૂર હોય તો **નયસાર**ને પાછલી રાત્રિએજ લાકડા કાપવા ગાડુ લઇને જવું પડે એ સ્વાભાવિકજ છે વળી દૂર જગલમા લાકડા કાપવા ગએલો મનુષ્ય પોતાનું લાકડા કાપવાનું કામ વેગાસર શરૂ કરે એ સભવિત છે

**નયસારની ઉત્તમતાનું લક્ષણ**

આ રીતે **નયસારે** વહેલેથી લાકડા કાપવાનું કામ શરૂ કરેલુ છે ઉનાળાના મધ્યાહ્નના બાર વાગ્યા જેવા સમય સુધી તે લાકડા કાપવાના કામમા પ્રવર્તેલો મનુષ્ય કેવો થાકી જાય તે વાચકની કલ્પનાની બહાર નથી આ થાકની અતિશયિત સ્થિતિ જણાવવાનુ કારણ એટલુ જ કે એવા અત્યત થાકની વખતે પણ જે મનુષ્યના અત કરણમા દયાના ઝરણા છૂટે છે! તે મનુષ્ય કેટલો બધો ઉત્તમ હોવો જોઇએ ? એ સમજાય તેવુ છે

**નયસારનુ દાન અનુકપાગર્ભ સુપાત્રદાન**

આ સ્થાને યાદ રાખવાની જરૂર છે કે આ **નયસાર** શુદ્ધ દેવ, ગુરુ, ધર્મની ઉત્તમતાને માનનારો કે સમ્યક્ત્વવાળો હજી થએલો નથી, અને તેથી તે સાધુ મહાત્માઓને દેખે અને ઉત્તમ સુપાત્રદાનની ભાવના તેને થાય એ અસભવિત જ ગણાય, તત્ત્વદષ્ટિને ધારણ કરનારા, શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મતત્ત્વને સમજનારા શ્રાવકકુળમા અવતરેલા મનુષ્યો પણ બાલ, વૃદ્ધ અને ગ્લાન મુનિવરોને દાન દેતા સુપાત્ર પણું જાણવા છતા પણ તે બાલાદિકની અવસ્થાને લઇને સુપાત્રદાન સમજવા છતા પણ અનુકપામા ઢળી જાય છે, તો પછી જે **નયસાર** તત્ત્વદષ્ટિથી વિમુખ છે, દેવાદિક તત્ત્વોને સમજતો નથી,

તેને સુપાત્રદાનની બુદ્ધિ આવે એ બને જ નહિ, અર્થાત્ એ નયસારે દીધેલુ દાન વસ્તુતઃ સુપાત્રદાન છતાં પણ નયસારની ભાવનાએ તે અનુકંપાથી થએલું સુપાત્ર દાન છે.

### અનુકંપા બુદ્ધિએ સુપાત્રદાન વર્જ્ય ખરૂં ?

અહીં કદાચ કોઇક તરફથી એમ કહી શકાય કે " અનુકંપાદાનના પાત્રમાં સુપાત્રપણાની બુદ્ધિથી જો દાન દેવાય તો એકાંત પાપકર્મ જ બંધાય છે, " તેવી રીતે " સુપાત્રદાનને લાયક પુરુષોમાં પણ સુપાત્રદાનની બુદ્ધિ ન રહેતાં અનુકંપાદાનરૂપે વિપર્યાસની બુદ્ધિ આવે તો વસ્તુતઃ તે સુપાત્રદાન છતાં પણ દાતાની અનુકંપા–બુદ્ધિના કારણે સુવિહિત મહાત્માઓ અનુકંપનીય થઈ જવાથી પાત્ર–વિપર્યાસના કારણે એકાંત પાપબંધ જ થાય. "

પરંતુ આવું બોલતા પહેલા શ્રી સ્થાનાંગસૂત્ર તથા શ્રી ભગવતીજીસૂત્રના પાઠો તરફ જરા ધ્યાન દેવાની જરૂર છે કેમકે " સાધુ–મહાત્માની અવજ્ઞા કરીને સાધુ–મહાત્માને દેવાતું દાન જ અશુભ દીર્ઘાયુષનું કારણ ગણાવી એકાંત પાપનું કારણ " જણાવ્યુ છે, પણ " જ્યાં સાધુ મહાત્માની અવજ્ઞા ન હોય તે સ્થાને પાત્રની ઉત્તમતા ન જાણવાથી સુપાત્રદાનબુદ્ધિ ન થતાં સ્વાભાવિક દયાની પરિણતિએ અનુકંપા બુદ્ધિ થાય તો તેમાં પાપ બંધાય એમ કહી શકાય નહિ. " આજ કારણથી શ્રી ઓઘનિર્યુક્તિમાં પણ " આચાર્યાદિકની અનુકંપાથી મહાભાગ્યશાળી એવા ગચ્છની અનુકંપા " જણાવી અનુકંપાદાનની પણ ઉત્તમતા સ્પષ્ટ જણાવી છે

### અનુકંપામાં સુપાત્રબુદ્ધિની વિષમતા

જો કે ગુણહીનમાં ગુણવત્તાની બુદ્ધિ કરવાથી અનુકંપાદાનમાં સુપાત્રપણાની બુદ્ધિ થાય, તે પાપબંધ કરાવનારી

હોય, પણ ગુણવાનમા ગુણવાનપણાની બુદ્ધિ ન થાય તેટલા માત્રથી તેવો પાપબધ કહી શકાય નહિ, છતાં જો ગુણવાનમા ગુણવાન પણાની બુદ્ધિ ન થાય એટલા માત્રને અશુભ દીર્ઘાયુષનુ કારણ માની મહાપાપબધ થવાનું માનીએ, તો અનાદિના મિથ્યાત્વમા એટલો બધો પાપબધ થઇ જાય કે કોઇ પણ જીવ ઉંચો આવે જ નહિ, પણ તત્ત્વની શ્રદ્ધા નહિ કરવારૂપ મિથ્યાત્વની દશાએ થતું યથાભદ્રકપણું પણ મહાપાપબધનુ કારણ જ બની જાય

તેથી અનુકપાદાનના વિષયમા સુપાત્રદાનપણાની બુદ્ધિ એકાત પાપનુ કારણ બની શકે, કેમકે તેને આશ્રીને **શ્રી ભગવતીજી** વિગેરે સૂત્રોમા ફાસુ કે અફાસુ દાન દેનારાને અગે અસયત, અવિરત વિગેરે વિશેષણો જણાવેલા છે, એટલે અસયત, અવિરત, અપ્રતિહત અપ્રત્યાખ્યાન-પાપકર્મવાળાને સયત-વિરત વિગેરે માની દાન દે તો તેને અગુણીમા ગુણવત્તાનો આરોપ કરવાથી એકાત પાપકર્મ થાય તે સ્વાભાવિક જ છે, અને તે માટે જ તે સૂત્રમા અસયત વિગેરે વિશેષણો આપવા સાથે **पडिलाभेमाणे** એવુ સુપાત્રદાનપણાને સૂચવ નારૂ જ કૃદત વાપરેલુ છે વળી ત્યા નિષેધ પણ પાપબધ જણાવવા સાથે નિર્જગનો કરેલો છે, તે પણ સ્પષ્ટ જણાવે છે કે સુપાત્રદાન નિર્જરાની બુદ્ધિથી દેવાય છે અને તે નિર્જરા અહીં (દાન લેવાવાળો અપાત્ર હોવાથી) અશે પણ થતી નથી

## શાસ્ત્રીય એકાત-પાપની વાતનુ રહસ્ય

વળી એકાત-પાપકર્મનો બધ જણાવ્યા પછી નિર્જરાના નિષેધનો પ્રસગ જ રહેતો નથી, છતા જે નિર્જરાનો નિષેધ એકાત પાપકર્મનું વિધાન કરવા છતા કરનો પડયો છે, તે એ વસ્તુ જણાવવાને બસ છે કે **"દાતારની બુદ્ધિ સુપાત્રપણાની હોવાથી પરિણામે બધની અપેક્ષાએ તે દાતારને સુપાત્રદાનની નિર્જરા મળવી જોઇએ"** એવું કોઇ ગમજી જાય નહિ

કેમકે "ક્રિયાએ કર્મ અને પરિણામે બધ" એ વસ્તુ

**માત્ર આકસ્મિક સંયોગોના પલટાને અંગે થએલા ક્રિયા કે પરિણામના પલટાની વખતના પરિણામને જ આભારી છે,** અર્થાત્ અપાત્રમાં દેવાતા દાનની વખતે જે પાત્રપણાની બુદ્ધિ તે પાત્રદાનના ફળને દેવાને માટે સર્વથા અસમર્થ જ છે. જો એમ ન માનીએ તો સર્વ જૈનેતર લોકો હકીકતે કુદેવ, કુગુરૂ, કુધર્મને પણ સુદેવ, સુગુરુ, સુધર્મની બુદ્ધિએ જ માને છે, તો તે જૈનેતરોને પણ સમ્યક્ત્વ–પરિણામવાળા જ માનવા જોઈએ, પણ કોઇ પણ પ્રકારે તે જૈનેતરો સમ્યક્ત્વના લાભને મેળવતા નથી,

તેનું કારણ એ જ કે આકસ્મિક સંયોગના પલટાને અંગે ક્રિયા અને પરિણામની ઉલટપાલટ થવાની હકીકત અહીં લાગુ પડતી નથી, તેથી તે જૈનેતરો શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મની બુદ્ધિએ પણ કુદેવ, કુગુરુ, અને કુધર્મને આરાધતા હોઇ મિથ્યાત્વ-દશામાં જ ગણાય છે. જૈનશાસનને અંગે પણ ગોશાલો, જમાલિ અને બીજા નિહ્નવોને અનુસરનારાઓ જોકે શુદ્ધપણાની બુદ્ધિથી જ અનુસરતા હતા તોપણ તે અનુસરનારાઓને શ્રદ્ધારહિત જ ગણવામાં આવ્યા છે.

**અનુકંપાદાનની ભદ્રકદશાથી વિશિષ્ટતા**

આ હકીકત જો ન માનીએ તો સુદેવ, સુગુરુ, સુધર્મ અને કુદેવ, કુગુરુ, કુધર્મની પરીક્ષાને અવકાશ જ ન રહે, અગર નિરર્થક જ માનવી પડે, એટલે કે “**અપાત્રમાં પાત્રપણાની બુદ્ધિથી અપાતું દાન સર્વથા નિર્જરાનું કારણ ન બને અને એકાંત પાપબંધનું જ કારણ બને**” એમ સ્પષ્ટપણે માની શકીએ, પણ તેથી “**સુપાત્રદાનના પાત્રભૂત મહાત્માઓ તરફ** પોતાની અજ્ઞાન કે ભદ્રક દશાને અંગે **સુપાત્રપણાની બુદ્ધિ ન થાય** અગર સમજુ હોવાને લીધે સુપાત્રપણાની બુદ્ધિ હોવા છતાં પણ સુવિહિતશિરોમણિઓની બાલાદિક અવસ્થાને અંગે **અનુકંપા બુદ્ધિ થઈ જાય તો તેટલા માત્રથી તે દાન દેનારો પાપ બાંધે છે**” એમ કોઇ પણ પ્રકારે કહી શકાય નહિ,

આજ કારણથી વિપાકસૂત્રના બીજા સુખવિપાક નામના પહેલા અધ્યયનમા "મિથ્યાત્વી દશામા પણ સુબાહુકુમારે આપેલુ સુપાત્રદાન મહાફળદાયી જણાવેલુ છે "

એવી રીતે અહીં પણ મધ્યાહ્નના સમય સુધી સખત મહેનત કરીને થાકેલો અને રઘવાયો થયેલો પણ નયસાર સમ્યક્ત્વ પામ્યો નથી, છતા પણ સુવિહિતશિરોમણિઓની દુખિત દશાને દેખીને અનુકપા કરવા તરફ પ્રેરાએલો છે, અને તેજ અનુકપાની જડથી તેવા સખત તાપમા તે આગળ ચાની ગએલા સાર્થની સાથે ભેગા કરવા તે મુનિઓને જોડે લઇને ચાલેલો છે

## તેરાપથીઓની માન્યતાનો રકાસ

જો આ નયસારમા ભયકર ભિખમપથીઓની ભાવના ઉદ્ભવી હોત અને "પોતાના આત્માને અગે થતા દુખમા કર્મને કારણ માની આકુળતા-વ્યાકુળતા ન કરવી" એવા વાસ્તવિક ઉપદેશની ઉધી અસર લઇ "બીજા દુખી પ્રાણીઓના દુખને દેખીને પણ લાગણી ન ઉદ્ભવવી જોઇએ" એવો દયાના દુશ્મનોનો બેહુદો બોધ નયસારના મગજમા અશે પણ રહ્યો હોત તો આ જગલમાથી ભૂલા પડી હેરાન થઇ, ભૂખ્યા અને તરસ્યા થયેલા મહાત્માઓને દેખ્યા છતા પણ તેરાપથીના કહેવાતા તારણ હારના તાપાને નામે ડૂબતા મનુષ્યોની માફક વિવેકરહિત બન્યો હોત અને તેથી તે નયસારને અશે પણ અનુકપા આવત નહિ, અશન-પાન વિગેરે આપત નહિ અને સાર્થમા ભેળવવા માટે સખત ગરમીમા સાથે જવાનુ તો સ્વપ્નું પણ સેવત નહિ, પરતુ લોકોત્તર માર્ગે જવાવાળા સમગ્ર જૈનો અને લોકોત્તર માર્ગને ન સમજનારા જૈનેતરો પણ ભયકર ભિખમપથીઓના જેવા દયાના દુશ્મનો હોતા નથી તેથી જ આ નયસાર મિથ્યાત્વી છતા પણ દયાના અપૂર્વ ઝરણામા પ્રવેશ કરી શકયો

એમ કહીએ તોપણ ખોટુ નથી કે નયસારના હૃદયમા ઉગવા પામેલી હૃદયગમ અનુકપાલતાના મનોહર ફળરૂપે જ મહાવીરપણુ

થએલું છે, અને તેજ અનુકંપાના ફળરૂપ ત્રિલોકપૂજ્ય, સર્વજ્ઞ **મહાવીર** મહારાજના ત્રિકાલાબાધિત–અવિચ્છિન્નપ્રભાવશાળી શાસનને પામવાને આ જગત ભાગ્યશાળી થએલું છે. જો અનુકંપારૂપી જળ નયસારના હૃદયમા ન હોત તો, ન તો થાત નયસારને સમકિત ! ન થાત ભગવાન્ મહાવીર ! તો પછી આ જગત અવિચ્છિન્ન પ્રભાવશાળી શાસનને પામત જ ક્યાંથી ?

## તેરાપંથીઓની માન્યતાનો સ્ફોટ

અનુકંપાદાનને ઉઠાવવાવાળા તેરાપથીઓ તરફથી કેઇ વખત એમ પણ કહેવામાં આવે છે કે "**અસંયતને દાન દેવાથી તેના અસયમની અનુમતિ થાય અને તેથી દાન દેનારને ને અસંયતના અઢારે પાપસ્થાનકની અનુમોદનાથી મહાપાપ લાગે**" અર્થાત્ એમના કહેવા પ્રમાણે "**હિંસા કરનારાને એકલું હિંસાનું પાપ લાગે છે, ત્યારે અનુકંપાદાન દેનારને અઢાર પાપસ્થાનકો લાગે છે,**" પણ આ કથન શાસ્ત્રવિરૂદ્ધ તેમ જ યુક્તિથી પણ વિરૂદ્ધ હોઇ કોઇ પણ સુજ્ઞ મનુષ્ય માની શકે તેમ નથી.

કેમકે જેઓએ સાધુપણુ લઇ સર્વવિરતિ અંગીકાર કરી નથી, તેઓ દાન દે કે ન દે તો પણ સર્વ જગતના જીવોના અઢારે પાપસ્થાનકની અનુમોદનાના ભાગીદાર છે જ, **અનુમોદનાથી આવતા પાપકર્મનું રોકાણ ગૃહસ્થને હોતું જ નથી, પણ તે અનુમોદનાના પાપનું રોકાણ તો સર્વવિરતિવાળા સાધુઓને જ હોય છે** અને તેથી જ **ભગવતીજી** વિગેરેમાં શ્રાવકોને માટે દ્વિવિધ–ત્રિવિધ એટલે મન, વચન, કાયાથી કરવું નહિ, કરાવવું નહિ એવાં જ ઉત્કૃષ્ટથી પચ્ચક્ખાણ કહ્યા છે, છતાં ગૃહસ્થને પણ હિંસાદિક સબંધી ત્રિવિધ પચ્ચખ્ખાણ માનવામાં આવે તો સાધુ અને શ્રાવકપણામાં કોઇ પણ જાતનો ફરક રહે નહિ, અને તેથી શ્રાવકને ચોથું અને પાંચમું ગુણઠાણું તથા સાધુને છઠ્ઠું ગુણઠાણુ એ ફરક રહી શકે નહિ.

## તેરાપંથીઓની વિકૃત માન્યતાનો પ્રતિકાર

વળી અવિરતને અનુકંપાબુદ્ધિથી પણ દાન દેતા જો તેની અવિરતિનું પોષણ ગણી તેની અનુમોદના ગણવામાં આવે તો પાચમા ગુણઠાણાથી બારમા ગુણઠાણા સુધીના જીવો જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયથી ભરેલા હોઇ તેઓને પણ દાન દેનારો જ્ઞાનાવર્ણીય આદિના પોષણને કરનારો થઇ તે ઘાતીકર્મના અનુમોદક કેમ નહિ બને અને તેથી મહાપાપી કેમ નહિ થાય?

વળી તે ભિખપંથીના ટોળાને પણ દાન આપનારો મનુષ્ય તે ભિખમપંથીના ટોળામાં વીતરાગતા અને સદા અપ્રમત્તતા ન હોવાથી તે ટોળાના ભેખધારીના આત્મામાં રહેલા પ્રમાદ, કષાય અને હિંસાદિકની અનુમોદના કરનારો થઇ મહાપાપી કેમ ન બને?

વળી, દયાના દુશ્મનોની અપેક્ષાએ તો **શ્રી જ્ઞાતાસૂત્રમાં** કહેલી અને મેઘકુમારના જીવ-હાથીએ કરેલી સસલાની દયા અઢાર પાપસ્થાનકની અનુમોદનાવાળી થઇ જાત, પણ શાસ્ત્રકારે તો તેજ હાથીએ કરેલી સસલાની દયાથી હાથીને મનુષ્યભવ વિગેરેની પ્રાપ્તિરૂપ લાભ જણાવ્યો છે

આવી રીતે **"અનુકંપાદાનનો નિષેધ શાસ્ત્રવિરૂદ્ધ છે"** એમ સ્પષ્ટપણે જાણી શકાય છે હવે એ અનુકંપાનો નિષેધ યુક્તિથી વિરૂદ્ધ કેવી રીતે છે અને **નયસારને** અનુકંપાનો પ્રસંગ કેવી રીતે આવે છે તે આપણે વિચારીએ

## નયસારની અનુકંપાની વિશિષ્ટ ભૂમિકા

પૂર્વકાળમાં એવા કેટલાક પ્રતિષ્ઠિત લોકો હતા કે જેઓ લોકોના સમૂહ એટલે સાર્થને સાથે લઇને દેશાંતરે વેપાર માટે પ્રયાણ કરતા હતા અને તેથી તેવા પ્રતિષ્ઠિતોને સાર્થવાહ તરીકે ગણવામાં આવતા હતા જેવી રીતે યુગાદિ ભગવાન **શ્રી ઋષભદેવજીએ ધના સાર્થવાહના** ભવમાં સર્વ લોકોની સંભાળ લેવાની જાહેરાત સાથે સાર્થ કાઢી સાર્થવાહપણું કર્યું હતું,

તે રીતે આ **નયસાર**ના ભવ વખતે પણ કોઇક પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થે કોઇક સારા શહેરમાંથી દીન, અનાથ વિગેરેને તેની અડચણો દૂર કરવાની જાહેરાત પૂર્વક અને સાર્થમાં સાથે આવતા દરેક મનુષ્યની રક્ષા કરવાની સર્વ સામગ્રી તૈયાર કરી કોઇક અમુક શહેરે જવા માટે સાર્થ કાઢી સાર્થવાહપણું ધારણ કરેલું છે. આવી રીતે જાહેરપણે સાર્થનું જવું અને સાર્થવાહની ઉદ્‌ઘોષણા તે મૂળ સ્થાનમાં વિચરતા સુવિહિત શિરોમણિ સાધુ મહાત્માઓને શ્રવણગોચર થઇ.

"**સાધુ-સુવિહિતોને વગર કારણે જંગલ ઓળંગીને વિહાર કરવાની મનાઈ છે**" અને એજ કારણથી કેટલેક સ્થાને **निष्कारणं विहारोऽपि निषिद्धः** એમ સામાન્ય રીતે વિશેષ વિધાનને અંગે કહેવામાં આવ્યુ છે, પણ "**સર્વથા જંગલ ઓળંગીને વિહાર ન કરવો અગર સકારણ પણ સાધુઓએ જંગલ ઓળંગીને દેશાતરે ન જ જવું**" એમ નિશ્ચિત નથી, તેથી તે સુવિહિતશિરોમણિઓને પણ તે સાર્થવાહની ઉદ્‌ઘોષણા સાંભળી દેશાંતરે જવાનો વિચાર થાય તે અસંભવિત નથી, યાવત્ સાર્થવાહની અનુજ્ઞા લઇને સુવિહિત સાધુઓએ પણ સાર્થની સાથે તે ગામથી વિહાર શરૂ કર્યો.

અવિચ્છિન્નપણે પ્રયાણ કરતાં જે ગામથી સાર્થ ચાલ્યો હતો તેની નજીકની વસ્તીવાળો બધો દેશ ઓળંગ્યો અને જંગલના નજીકમાં કોઇક ગામમાં સાર્થવાહનો પડાવ થયો, ત્યાં મુનિમહારાજાઓ અજ્ઞાત અને ઉછ એવી ભિક્ષા માટે તે નજીકના ગામમાં ગોચરી માટે પધાર્યા. આહારાદિકની ગવેષણામા વાર લાગી હોય કે સાર્થવાહને ત્યાંથી ઉપડવાને બીજું કાંઇ કારણ થયું હોય, પણ તે મુનિ મહારાજા ગામમાંથી ભિક્ષા લઇને પધારે અને ગોચરી કરીને સાર્થમાં મળી જાય તે પહેલાંજ સાર્થવાહે સાર્થનો પડાવ ઉપાડી લઇ પ્રયાણ શરૂ કરી દીધું.

મુનિ મહારાજા પણ ભિક્ષાવૃત્તિ કરી આહારપાણી કરીને સાર્થમાં

મળી જઇશું એવી બુદ્ધિએ તે ગામથી વિહાર કરી આગળ ચાલ્યા આગળ ચાલતા ચાલતા તે મુનિ મહારાજાઓ ભયકર જગલમા ભૂલા પડયા અને માનો કે **શ્રી નયસાર**ની ભવિતવ્યતા જ જાણે સમ્યક્ત્વ દેવા માટે તેમને ખેચી લાવતી હોય, તેવી રીતે તે મુનિ મહારાજાઓ જગલના જે કિનારે તે **નયસાર** આવેલો છે તેજ કિનારે તે મુનિ મહારાજાઓ પણ માર્ગ ભૂલવાથી આવી ચઢયા

જગલથી તે મુનિ મહારાજાઓ જે વખતે બહાર આવ્યા છે અને ભવિષ્યના ભગવાન્ એવા **શ્રી નયસાર**ને જે વખતે તે મુનિ મહારાજાઓ દેખવામા આવ્યા છે તે વખત તે મુનિ મહારાજાઓની અવસ્થા દેખીને તેમ જ તેમનુ વિદેશીયપણું અને જે જગલ તે મુનિ મહારાજાઓ Cતર્યા છે તેનું અત્યત વિકટપણું કે જે વિકટ જગલમા શસ્ત્રધારી પણ એકાકી વિચરી શકતા નથી

વળી પરિશ્રમથી થયેલ પરસેવાથી રેબઝેબ થએલા, ભયના ભણુકારાથી ભરાએલા, ક્ષુધા અને તૃષાથી અત્યત વ્યાકુળ અને પરદેશી એવા સાધુઓને તે **નયસારે** ઝાડોની વિકટ ઘટાઓથી ભરપૂર એવા સ્થાનમા મધ્યાહ્નકાળે દેખ્યા, અર્થાત્ તે સાધુઓ મધ્યાહ્નકાળ સુધી અજાણ્યા જગલમા ભૂલા પડયા છતા કેવી રીતે હેરાનગતિ પામ્યા હશે અને તેમની કેવી અવસ્થા થઈ હશે તેની આપણને કલ્પના આવવી પણ અશકય છે, તેવી રીતે હેરાન થએલા પરદેશી જગલ ઓળગીને આવેલા મુનિ મહારાજાઓને દેખીને **નયસાર** જે અનુકપા ભાવમા પ્રવેશ કરે છે તે તેના આત્માની મસ્કૃત દશા જણાવે છે

## નયસારમા મોક્ષબીજની પ્રાપ્તિ

શાસ્ત્રકારોએ મોક્ષના **બીજ તરીકે તત્ત્વનો અદ્વેષભાવ** જણાવ્યો છે, તે અહીં **નયસાર**મા પણ બરાબર ઘટે છે જો તે **નયસાર**ને જૈનસાધુને અગે અદ્વેષભાવ ન હોત, પણ વર્તમાન યુગના વીરશાસનના વીર કહેવડાવનારા મહાનુભાવો સર્વજ્ઞ શાસનમા વર્તતા છતા માત્ર વિચારભેદને સહન નહિ કરતા કોઇ પણ જૈન વ્યક્તિ કે જૈનના નાના બાળકને પણ ન છાજે તેવા મારવો,

બંદીખાને નાખવો, વિરોધીના આર્થિક નુકશાનમાં રાજી થવું, કૌટુંબિક નાશમાં કિલકિલાટ કરવો, અપમાનમાં આનંદ માનવો યાવત્ તેના શારીરિક દુઃખમાં સંતોષની સીમાએ પહોંચવું વિગેરે વિચારો ધરાવવા સાથે વચનપ્રવાહને વિસ્તારે છે, તેવી દ્વેષદશા હોત તો તે **નયસાર**ને તે કષ્ટની કોટિએ ગએલા પણ સુવિહિતોને દેખીને અંશ માત્ર પણ અનુકંપા આવત નહિ, પણ **નયસાર**ને તે સુવિહિતોને તેવી અવસ્થામાં દેખીને અદ્વેષભાવ હોવાથી ઘણી જ તીવ્ર અનુકંપા આવી અને તેજ અનુકંપાને લીધે સાર્થવાહની અનુચિત પ્રવૃત્તિનો તેને વિચાર થવા લાગ્યો.

## નયસારની વિશિષ્ટ વિચારણા

તે **નયસાર**ના મનમા આવ્યું કે ઉદ્‌ઘોષણ કરીને વિશ્વાસ દેવાપૂર્વક સાર્થમા લીધેલા સર્વ પુરુષોને સર્વ પ્રકારે જાળવવા એ સાર્થવાહની ફરજ હોય તો પછી આવા તપસ્વી સાધુઓ સાર્થથી છૂટા પડી જાય તેની સાર્થવાહે ખબર કેમ ન રાખી ? વળી સાધુઓ ભૂલા પડી જંગલમાં રખડયા ત્યાં સુધી પણ સાર્થવાહે કેમ તપાસ ન કરી એ તો ખરેખર સુવિહિત સાધુઓની ભાગ્યદશા જ અને આયુષ્યનું સુસ્થિતપણુ જોરદાર કે જેને લીધે ભૂલા પડયા છતાં પણ ભયંકર જંગલનો પાર પામી શકયા.

ક્ષણવાર સાર્થવાહ સંબંધી આવો વિચાર કરીને **નયસાર** સુવિહિત સાધુઓને આશ્વાસન દેવાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે મુનિ મહારાજાઓને અશન–પાન આદિથી પ્રતિલાભે છે, મુનિ મહારાજાઓ પણ દાયકઆદિની શુદ્ધિ દેખીને **નયસારે** દીધેલા અશનાદિકને ગ્રહણ કરી આહારપાણી એકાંતમા જઈ વાપરી લે છે, મુનિ મહારાજાઓને પ્રતિલાભીને વિદાય કર્યા છતાં મુનિ મહારાજાઓ જે સાર્થથી છૂટા પડેલા છે તેજ સાર્થમાં ભેળવવાના વિચારને વળગી રહેલો છે અને તેથી જ મુનિ મહારાજાઓ આહારપાણી કરીને ઊઠયા કે તરત જ મુનિ મહારાજાઓની પાસે આવે છે અને વિનતિ કરે છે કે–આપ પધારો. હું આપને તે સાર્થની સાથે ભેળવી દઉં.

## નયસારની ભક્તિ

મુનિ મહારાજાઓ આહારપાણી કરી રહે પછી પણ તત્કાળ મુનિ મહારાજને સાર્થમા ભેળવી દેવા માટે માર્ગ બતાવવાની વિનતિ કરવી એ જ કહી આપે છે કે નયસારના મનમા મુનિ મહારાજાઓને સાર્થ સાથે ભેળવી દેવાની તમ ા લાગેલી હતી, મુનિ મહારાજાઓ પણ સાર્થમા ભળવાને માટે જ ચાહતા હતા અને તેથી તે **નયસારની** વિનતિને અગે તત્કાળ વિહાર કર્યો અને **નયસાર** પણ તે મુનિ મહારાજાઓને સાર્થમા ભેળવવા માટે માર્ગ દેખાડવા સાથે ચાલ્યો

માર્ગમા ચાલતા પણ મુનિ મહારાજાઓનુ ધ્યાન જગતના જીવ માત્રના ઉદ્ધાર તરફ હોવાને લીધે તે **નયસારનો** પણ સસાર સમુદ્રથી ઉદ્ધાર થાય એ દૃષ્ટિએ **નયસારને** ઉપદેશ આપવાની ઇચ્છા થઇ, કારણ કે અત્યાર સુધીની તે **નયસારની** પ્રવૃત્તિ દેખીને તે મુનિ મહારાજાઓને જરૂર એમ લાગેલુ હોવુ જોઇએ કે અન્ય ધર્મમા રહેલો છતા આટલા બધા અદ્વેષભાવવાળો અને અનુકપા કરવામા આગેવાનપણું ધારણ કરનારો તથા પરોપકારને માટે નિ સ્વાર્થ પણે પરિશ્રમ વેઠનારો હોવાથી ખરેખર આ પાત્રરૂપ છે અને તેથી આ જીવમા વાવેલુ બોધિનુ બીજ ઘણી સારી રીતે નવપલ્લવિત થશે એમ ધારી શુદ્ધ દેવાદિક તત્ત્વો અને જીવાદિક પદાર્થોનુ સ્વરૂપ સચોટપણે સમજી શકાય એવી ભવસમુદ્રને તારવા પ્રવહણ સમાન ધર્મદેશના સુવિહિત મુનિ મહારાજાઓએ કરી

## રસ્તે ચાલતા ઉપદેશ આપવો ઉચિત નથી

જો કે માર્ગમા ચાલતા સુવિહિત મુનિઓને પૃચ્છનાદિક સ્વાધ્યાય પણ કરવાનો હોય નહિ, કેમકે તેવો સ્વાધ્યાય ઇર્યાસમિતિનો વ્યાઘાત કરનાર છે અને તેથી જ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમા ઇર્યા સમિતિપૂર્વક ચાલતી વખતે માર્ગમા સ્વાધ્યાય કરવાનો નિષેધ કરેલો છે, અને જો વાચનાદિક સ્વાધ્યાયનો નિષેધ હોય તો પછી

ધર્મકથારૂપ સ્વાધ્યાય કરવાનું તો માર્ગમાં ચાલતાં હોય જ નહિ. છતાં શાસ્ત્રકારો ભયયુક્તમાર્ગમાં નમસ્કાર આદિ પરાવર્તનરૂપી સ્વાધ્યાયની છૂટ આપે છે, તેવી રીતે આ સુવિહિતોએ પણ તે **નયસારની** તેવી ભદ્રિકતા દેખીને ધર્મકથાનો પ્રયત્ન કર્યો હોય તો અસંભવિત નથી.

આ રીતે સુવિહિતશિરોમણિઓએ **નયસારની** યથાભદ્રિકતા દેખીને આપેલી દેશનાથી તે **નયસારને** સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ.

## નયસારના વનગમન વિષે ભિન્ન-ભિન્ન વિચારધારા

આ સ્થાને જેમ આવશ્યકનિર્યુક્તિકારે માત્ર માર્ગદર્શનની જ વાત જણાવી છે, અને સાથે તે વખતે સમ્યગ્દર્શન થયું એટલુ જ માત્ર જણાવેલું છે. પણ **નયસાર** જંગલમાં ગયો હતો, શા માટે ગયો હતો? મુનિઓને માર્ગ દેખાડવા કોણ ગયું? અને **નયસારને** સમ્યક્ત્વ ક્યાં થયું એ વિગેરે વિશેષ હકીકત નિર્યુક્તિકાર મહારાજે જણાવી નથી, જ્યારે મૂળ ભાષ્યકારે **रायदारुवणगमणं** એમ કહી રાજાને માટે લાકડાં લાવવા નયસાર વનમાં ગયો એટલું જણાવ્યું છે, તે પછી ટીકાકાર શ્રીહરિભદ્રસૂરિજી અને શ્રીમલયગિરિ મહારાજે કથાપ્રસંગમાં "રાજાના આદેશથી ગાડી ગાડાં લઈને રાજા માટે લાકડાં લેવા **નયસાર** વનમાં ગયો છે" એમ જણાવ્યુ છે, પછી **આચાર્ય શ્રી ગુણચંદ્રજી** પ્રાકૃત **મહાવીરચરિત્રમાં** ભવન અને રથ આદિને માટે ઘણા કિંકરો (દરેક કાર્યમાં હુકમ માગનારા મનુષ્યો)ની સાથે લાકડાં માટે જવાનુ જણાવે છે. કલિકાલ સર્વજ્ઞ **શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજ "માત્ર સારા લાકડાં માટે **નયસારનું** ચાકરો સાથે જંગલમાં જવું" જણાવે છે, અને શ્રી **કલ્પસૂત્રની સુબોધિકા ટીકા** વિગેરેમાં "તે **નયસાર** કાષ્ઠ (આ શબ્દ સામાન્ય રીતે બાળવાનાં લાકડાં માટે જ વપરાતો હોઇ તેના ભારાવાળાને કાષ્ઠવાહક કહેવામાં આવે છે) લેવા માટે જંગલમાં ગયો" એમ જણાવે છે. (ત્યા નથી તો ઘણાં ગાડાંની વાત અને નથી નોકરચાકરની વાત)

આ બધા પાઠોમા "એકલા **નયસાર**ને મુનિનો જોગ કેમ મળ્યો ? મુનિઓને એકલા **નયસાર**ની સાથે જ વાર્તાલાપ કેમ થયો ? આહારપાણી પ્રતિલાભવાની તક એકલા **નયસાર**ને કેમ મળી ? **નયસાર** પોતે જ પોતાની પાસે નોકરો છતા માર્ગ દેખાડવા કેમ ગયો ?" વિગેરે ખુલાસો મેળવી શકાય તેવો લેખ નથી

છતા એક **સુબોધિકા**ના લેખ ઉપરથી આગળ લખવામા આવેલા **નયસાર**ના વિવેચનથી જેમ કોઇક મનુષ્યે જીભની ચળ ઉતારી લેખનના ગોદા માર્યા છે તેવી જ રીતે અહીં સમ્યક્ત્વના પ્રસગમા પણ જીભની ચળ ઉતારે નહિ તેટલા માટે જણાવવું જરૂરી છે કે—

કોઈક શાસ્ત્રકાર "આહારપાણીના દાન આદિથી સમ્યક્ત્વ થયુ" કહે છે, કોઇક "આહારપાણી પછી માર્ગ બતાવવા પહેલા દીધેલા ઉપદેશથી સમ્યક્ત્વ થયુ" કહે છે, વળી "કોઇક માર્ગમા જતા વચમા બેસી ધર્મોપદેશ આપ્યો તેથી સમ્યક્ત્વ થયુ" એમ કહે છે, જ્યારે કેટલાક શાસ્ત્રકારો "માર્ગમા ચાલતા મુનિઓએ આપેલા ધર્મોપદેશથી **નયસાર**ને સમ્યક્ત્વ થયુ" એમ કહે છે

**નયસારના આત્માની ઉત્તમતા**

આવા સમ્યક્ત્વની પ્રાપ્તિના વિવિધ લેખોમાથી તત્ત્વને અગે કોઇ પણ જાતની વિરૂદ્ધતા ન દેખતા કથાના પ્રસગોમા વિવિધપણું બનવું સ્વાભાવિક ગણી "**માત્ર માર્ગમા ચાલતા ધર્મોપદેશથી સમ્યક્ત્વ પમાડ્યુ**" એ એક જ વાતને અહીં આગળ ઉલ્લેખમા લીધેલી છે, અને તેથી દાનાદિકના પ્રભાવને [અહીં ઉલ્લેખિત નહિ કરતા માત્ર સુવિહિતશિરોમણિઓની માર્ગમા ચાલતા પણ દેશના દેવાની નિષિદ્ધ એવી પણ રીતિને અનુસરીને લખાણ કરવામા આવ્યુ છે

ઉપર જણાવેલી **નયસાર**ની હકીકતમા એટલું તો સ્પષ્ટ છે કે **શ્રી નયસાર** કોઇક તેવા ભાગ્યના યોગે જ મુનિઓના સમાગમમા આવ્યો, તેને દાનબુદ્ધિ જાગી, યથાર્થ રીતિએ દાનવિધિ સાચવ્યો,

સાધુઓને માર્ગે ચઢાવી સાર્થમાં ભેળા કરવાની બુદ્ધિરૂપી અદ્વેષપણાના ફળરૂપી સંપત્તિ પ્રાપ્ત થઇ અને તેને જ પ્રતાપે મુનિમહારાજ પાસેથી ધર્મોપદેશ પામી સંસારમાં અનંત પુદ્ગલપરાવર્ત સુધી રખડતાં પણ ન મેળવાય તેવું સમ્યક્ત્વરત્ન તેણે મેળવ્યું.

પણ આ બધો અધિકાર માત્ર પ્રસંગાનુપ્રસંગવાળો જ છે. ચાલુ અધિકાર તો તે **નયસારમાં** સમ્યક્ત્વ ન હોવા છતાં પણ પરોપકારમાં પરાયણતા કેટલી હતી કે જેને પ્રતાપે પોતે અન્ય મતનો છતાં પોતાના મતથી વિરૂદ્ધ જૈન મતવાળા સાધુઓની તરફ અનુકંપાબુદ્ધિ થઈ, દાન દીધું. માર્ગે ચઢાવવા પણ ગયો.

સામાન્ય દૃષ્ટિએ વિચારનારો પણ સમજી શકશે કે જૈનેતર તરફથી થયેલું સાધુ મહાત્માને અંગે આ બધું વર્તન એ ખરેખર તે આત્માની ઉત્તમતાને સ્પષ્ટ રીતે ધ્વનિત કરે છે.

## નયસારની પરોપકાર વૃત્તિનો ઉપસંહાર

આ રીતે **નોઆગમ વ્યતિરિક્ત દ્રવ્યનંદીના** મૂળ અધિકારમાં દ્રવ્યપૂજાના અધિકારમા ત્રિલોકનાથ તીર્થંકર ભગવંતોનુ પરોપકારમાં નિરતપણું જણાવવા માટે ભગવાન્ **શ્રી મહાવીર** પરમાત્માની સમ્યક્ત્વ પહેલાં પણ તેમના જીવની તથાભવ્યત્વને અંગે રહેલી ઉત્તમતા જણાવીને પરોપકાર વૃત્તિનું સ્વરૂપ વિચાર્યું.

અહીં એક વાત ખ્યાલમાં રાખવા જેવી છે કે જો તે નયસારનો જીવ સ્વાભાવિક રીતે અનુકંપાગુણને ધારણ કરનારો ન હોત તો તે જંગલમાં માર્ગભ્રષ્ટ થયેલા સાધુઓની દુઃખમય સ્થિતિને દેખીને અનુકંપા ધરાવી શકત નહિ. તેમજ જંગલ જેવા સ્થાનમાં દાન દેવાની બુદ્ધિ કે જે સમ્યગ્દર્શન ન હોવાથી અનુકંપા બુદ્ધિથી જ થાય તે તો આવત જ નહિ. વળી તે નયસાર એકલા ક્ષુધાતૃષા આદિના બાહ્ય દુઃખને લીધે જ અનુકંપા ધરાવી શક્યો એટલું જ નહિ પણ સાધુઓ સાર્થથી જુદા પડેલા હોવાથી તેમને સાર્થની સાથે ભેળવવાની જે ચિંતા, તે ચિંતાને ટાળવારૂપ અનુકંપા પણ તેના હૃદયમા ખરેખર વસી ગઈ.

## નયસારની માર્ગ બતાવવાની વૃત્તિનુ રહસ્ય

કેમકે તે શ્રી નયસારના ચરિત્રને જણાવનારા કોઇ પણ પ્રથમ મુનિઓએ માર્ગ દેખાડવા માટે નયસારને પ્રેરણા કરી હોય એવો ઉલ્લેખ જ નથી, પણ સ્થાને સ્થાને તેવો ઉલ્લેખ છે કે સુવિહિત શિરોમણિ સાધુઓએ આહારપાણી કર્યુ, પછી સ્વય નયસાર તેઓ શ્રીની પાસે આવીને પ્રેરણા કરે છે કે-"હે મહાભાગ્યશાળીઓ આપ પધારો, હુ આપને માર્ગ દેખાડુ" આવી રીતે પ્રેરણા કરીને પોતાથી અપરિચિત અને જુદા ધર્મવાળાને માર્ગ દેખાડવા પ્રવૃત્તિ કરવી તે તે નયસારમા અતુલ પાણુણની વિશિષ્ટતા જણાવવા સાથે પરોપકાર વૃત્તિની વિશિષ્ટતા જણાવનારી બાબત છે અર્થાત્ આહાર આદિનું દેવુ જેમ પરોપકારવૃત્તિના ગુણથી જ બન્યુ છે, તેમ સ્વય પ્રેરણા કરીને માર્ગ દેખાડવા જવુ તે પણ તે જીવની અત્યત પરોપકારવૃત્તિને આભારી છે

જગતમા કેટલાકો આગળી માત્રથી નિર્દેશ કરી પરોપકારની બુદ્ધિ દાખવવાવાળા હોય છે, પણ પોતે સ્વય સાથે ચાલી, પ્રેરણા પૂર્વક માર્ગે ચઢાવવા તૈયાર થનારા પરોપકાર કરનારાઓ ઘણા દુર્લભ હોય છે

## શોચનીય બીના

વર્તમાન કાળમા કેટલાક સાધુમહાત્માઓને એ વાતનો સ્પષ્ટ અનુભવ છે કે તેઓ કોઈ ગામમા ગયા હોય અને તેઓને દુકાન ઉપર બેઠેલો કુલથી જૈનધર્મવાળો હોય અને તિલક કરેલુ હોવાથી સામાન્ય રીતે ધર્મના સસ્કારવાળો હોય, તેવાને માત્ર ઉપાશ્રયનુ સ્થાન પૂછ્યુ હોય ત્યારે તે મહાનુભાવ આગળીના ટેરવે ઉપાશ્રયનો રસ્તો દેખાડે છે, પણ એવો કોઇક જ મહાનુભાવ હોય છે કે જે સાધુ મહાત્માને ઉપાશ્રય દેખાડવા માટે સ્વય પ્રવૃત્ત થાય અને સાથે ચાલે જ્યારે આવી રીતે કુલથી જૈન ધર્મવાળા અને કાઇક સસ્કારવાળાને પણ ઉપાશ્રયનો માત્ર માર્ગ દર્શાવવામા પ્રવૃત્તિ થવી

મુશ્કેલ પડે છે, તો પછી તે નયસારનું સાર્થમાં ભળી શકે તેવી રીતના માર્ગને દેખાડવા માટે સાધુ મહાત્માઓની સાથે પ્રયાણ કરવાનું થયુ છે તે તેની પરોપકારવૃત્તિ જણાવવા માટે બસ છે.

## નયસારની પરોપકાર-વૃત્તિની વિશિષ્ટતાનું રહસ્ય

કેટલાક ગ્રંથકારોએ નયસારની સાથે ઘણા ગાડાં અને નોકર-ચાકરો હોવાનું સ્પષ્ટપણે જણાવ્યુ છે તેને અંગે વિચાર કરીએ તો એ વધારે સ્પષ્ટ થાય છે કે ગાડાં અને નોકરોની ચિંતાને પણ તેણે માર્ગ દેખાડવા રૂપ પરોપકારને અંગે ગૌણ કરેલી છે, એટલું જ નહિ પણ વર્તમાનમાં ભાવિક ગણાતા શ્રાવકોએ પણ ત્રિલોકનાથ તીર્થંકરની સેવા, ગોઠી એવા નોકરોને, તરણતારણના કાર્યમાં પ્રવહણ સમાન સાધુ મહાત્માઓની આહારદાનાદિક ભક્તિ રસોઇઓ આદિ નોકર દ્વારા અને પાણી ગાળવું, ધાન્ય વીણવું, શાક શોધવું વિગેરે ધર્મ રાખી શકે તેવાં કાર્યો, ઘાટી કે ભૈયા આદિ નોકર દ્વારા કરતા નજરે આવે છે, તો પછી તે નયસાર પોતાની સાથેના નોકર-ચાકરોને સાધુ મહાત્માઓને માર્ગ દેખાડવાનું નહિ ભળાવતાં પોતે જ જાતે તેઓશ્રીને જે માર્ગ દેખાડવા જાય છે, તેજ તેમની પરોપકાર વૃત્તિની વિશિષ્ટતા જણાવે છે.

નયસારની આ જાતની પરોપકારવૃત્તિની વિશિષ્ટતાના કારણે સાધુ મહાત્માઓને તે નયસાર ધર્મ પામવાને લાયક લાગ્યો અને માર્ગે ચાલતાં પણ ધર્મોપદેશ દેવાનું યોગ્ય જણાયું; કેમકે તે નય-સારની ધર્મોપદેશને માટે યોગ્યતા જાણવા માટે બીજી કોઇ પ્રવૃત્તિ થઇ હોય તેવું શાસ્ત્રમાં વિધાન દેખાતું નથી, અને અપરિચિત અને વિધર્મી છતાં દાન દેવાની થએલી બુદ્ધિ એ સામાન્ય પરોપકાર વૃત્તિ જણાવનારી હોય અને આ માર્ગ દેખાડવાની પ્રવૃત્તિ વિશેષ ઉપકારને જણાવનારી થાય, ને તેથી સાધુ મહાત્માઓને નયસારની ધર્મયોગ્યતા લાગે તો કાંઈ આશ્ચર્ય નથી.

## નયસારની પરમાર્થવૃત્તિ ઉપદેશનુ કારણ બને

જોકે સાધુ મહાત્માઓ સર્વ જીવોને ધર્મોપદેશ આપવાને કટિબદ્ધ હોય છે, કેમકે તેઓની ભાવના જ એવી હોય છે કે જગતના સર્વ જીવો લોકોત્તર માર્ગને પામી શાશ્વતપદ મેળવનારા થાય અને તેથીજ "મહાપુરુષો ઉપસ્થિત અને અનુપસ્થિત એટલે કે સાભળવા તૈયાર થએલા અને નહિ થએલા સર્વને ધર્મોપદેશ આપે" એમ શાસ્ત્ર કારો ફરમાન કરે છે, એટલે નયસારને અ ગે કોઇક વિશિષ્ટ યોગ્યતા તે સુવિહિત શિરોમણિઓએ દેખેલી હોવી જોઇએ કે જેને અ ગે "આ યોગ્ય છે" એમ ધારી ધર્મોપદેશને માટે કારણ શાસ્ત્રકારો એ જણાવ્યું હાલમા જે ચરિત્ર ઉપલબ્ધ થાય છે, તેને આધારે ઉપર જણાવેલી આહારદાન અને માર્ગદર્શનને માટે ચાલવાની પ્રવૃત્તિ જ તે મહાત્માઓને ધર્મોપદેશની યોગ્યતાના કારણ તરીકે લાગી હોય તો નવાઇ નથી

## રસ્તે ચાલતા ઉપદેશ ન અપાય
## છતા આપ્યો ? તેનુ રહસ્ય

વિશેષમા તે મહાત્માઓ શુદ્ધ ચારિત્રવાળા હોઇ અવિધિને ટાળવા તૈયાર હોય તે તો સ્વાભાવિક જ છે છતા પણ કેટલાક શાસ્ત્રોના જણાવવા પ્રમાણે તે સુવિહિત શિરોમણિઓએ માર્ગે ચાલતા જે ધર્મોપદેશ આપ્યો તે અવિધિ ગણાય તેમા બે મત થઇ શકે તેમ નથી, છતા "તે અવિધિનું કાર્ય તે સુવિહિત-શિરોમણિઓએ જે કર્યું તે અનુચિત છે" એમ કોઇ પણ ધર્મપ્રેમી કહી શકશે નહિ શાસ્ત્રમા ઉત્સર્ગ અને અપવાદ બને માર્ગો યથોચિત કર્તવ્યપણે જણાવેલા છે અને તેથી તે સુવિહિત-શિરોમણિઓને માર્ગે ચાલતા પણ દેશના દેવારૂપ અપવાદ માર્ગનુ આલબન કરવુ પડ્યુ હોય તો "તે આલબન શાસ્ત્રવિરૂદ્ધ હતુ" એમ કહેવાને કોઈ પણ સમજુ તૈયાર થઇ શકે નહિ

કેમકે આ અપવાદ-માર્ગના આલબનને કે અવિધિને કોઈ અનુ મોદતું નથી, પણ તે દેશનાથી નયસારને થએલુ સમ્યક્ત્વ દરેકને

અનુમોદનીય જ છે. આવા વિધિ, અવિધિ અને ધાર્મિક કાર્યોના વિભાગો ધ્યાનમાં ન રાખતાં જો તેવી અવિધિ માત્રથી ઉચિત કાર્ય છોડવા લાયક માનવામાં આવે તો આ નયસારને થએલુ સમ્યક્ત્વ અને સાધુ મહાત્માઓએ કરેલી દેશના એ કાર્ય તિરસ્કાર લાયક જ થાય, પણ અવિધિ નિંદવા ને વર્જવા લાયક છતાં, પ્રમાદયોગે કથંચિત્ થએલી અવિધિથી થતું ધાર્મિક કાર્ય વર્જવા લાયક થઈ શકે નહિ, અને તેથી જ તે સુવિહિત-શિરોમણિઓની દેશના અને નયસારની સમ્યક્ત્વ પ્રાપ્તિને કોઇ પણ શાસ્ત્રકારોએ ઉપર જણાવેલા અપવાદ કે અવિધિ છતા પણ અયોગ્ય દેખાડી નથી

**"અવિધિનો ત્યાગ વિધિનો ખપ"નું માર્મિક રહસ્ય**

અહીં ખાસ સમજવા જેવું એ છે કે-"અવિધિ ટાળવાના **ખપપૂર્વક વિધિથી કરાતા ધાર્મિક અનુષ્ઠાનોમાં કથંચિત્ અવિધિ થાય તોપણ તે ભાવધર્મ છે. અને અવિધિ ટાળવાનો કે વિધિને આદરવાનો ખપ ન કરે અને યદ્વા-તદ્વા ધર્માનુષ્ઠાન આચરે તે દ્રવ્યધર્મ"** આવું ધર્મસંગ્રહણીમાં સ્પષ્ટ છે, તેમજ અનેક શાસ્ત્રોમાં નિરતિચાર અનુષ્ઠાનોનો મહિમા જણાવવા છતાં પણ "**સાતિચાર અનુષ્ઠાનથી જ નિરતિચાર અનુષ્ઠાન આવે છે**" એમ પણ સ્પષ્ટપણે જણાવ્યુ છે.

આ ઉપરથી "**અવિધિ ટાળવા પૂર્વક વિધિનો ખપ કરવાની બુદ્ધિથી કરાતું અનુષ્ઠાન વર્જવા યોગ્ય નથી**" એવું કહેવાય, અને સાથે જ અવિધિનો નિષેધ પણ જણાવાય.

આમ છતા કો'ક પોતાની અણસમજને લીધે કે બીજા કોઈ પણ કારણથી એમ સમજી લેવાની ભૂલ કરે કે "વિધિની ઇચ્છા-પૂર્વક અને અવિધિનો ત્યાગ કરવાની બુદ્ધિપૂર્વક કરાતા ધાર્મિક અનુષ્ઠાનમાં કથંચિત્ કર્મોદયે થતી અવિધિથી એ ધાર્મિક કાર્ય છોડવા લાયક નથી, એવો ઉપદેશ જે દેવાય તે ભક્તની શરમને લીધે તે અવિધિ પંપાળવા માટે છે" એમ ખરેખર માનવું ગણવું, બોલવું કે જાહેર કરવું તે શ્રદ્ધાળુને તો શોભે તેવું જ નથી

વળી ટાળવાના પ્રયત્ન છતા અવિધિ લાગી જતી હોય તોપણ ધર્માનુષ્ઠાન છોડલુ નહિ, કેમ કે–

अविहिकया वरमकय, उस्सूयवयण वयन्ति गीयत्था ।
पायच्छित्त जम्हा, कप लहुय अकप गुरुय ॥१॥

એવી શાસ્ત્રની પ્રસિદ્ધતમ ગાથાને ન ગણકારતા કો'ક કો'ક તે ગાથાને અનુસારે દેવાતા ઉપદેશને અવિધિ ન પાળવાનો ઉપદેશ ગણી સ્વચ્છંદપણે બોલે, એટલુ જ નહિ પણ અવિધિ ટાળવાનો સ્પષ્ટ ઉપદેશ છતા પણ જેઓ શાસ્ત્રનો ખોટો પાઠ રજુ કરી આકસ્મિક કર્મોદયે થતી અવિધિની જગો પર અવિધિસ્થાપનનો પાઠ આપી લોકોને ભરમમા નાખે તેવાઓના કથનની કિંમત શી ?

## આપવાદિક રીતિએ પણ રસ્તે ચાલતા ઉપદેશની સફળતાનુ બીજ

અહિ વસ્તુત અવિધિ કહો કે અપવાદ કહો ગમે તે કહો પણ કેટલાક ગ્ર થકારોના જણાવવા પ્રમાણે સુવિહિત-શિરોમણિએ માર્ગમા ચાલતા ઉપદેશ આપી શ્રીનયસારને સમ્યક્ત્વ પ્રાપ્ત કરાવ્યું છે તે ઉત્તમ કાર્ય થયુ છે એ સ બ ધી કોઈ પણ શાસ્ત્રકારે ભિન્ન મત જણાવ્યો નથી

સુવિહિત-શિરોમણિઓમાથી જે સુવિહિત શિરોમણિએ શ્રી નયસારને જે ધર્મોપદેશ આપી સમ્યક્ત્વરૂપી મહત્તમ ગુણ (જે કે અનત કાળે પણ પ્રાપ્ત થવો દુર્લભ છે તે) પમાડયો હશે, તે ઉપદેશ દેવાદિક તત્ત્વો અને જીવાદિક પદાર્થોના સ્વરૂપ વિગેરેને જણાવનાર જ હોવો જોઇએ, અને તે તત્ત્વ અને પદાર્થ સ બ ધી ઉપદેશ લાબા વાકયપ્રબ ધથી હોય એ અસ ભવિત નથી, કેમકે તેવા લાબા વાકય પ્રબ ધ વગર તેવા તત્ત્વો કે પદાર્થોની ઓળખાણ તેવા અપરિચિત વિષમાને સહેજે થઈ શકે નહિ અને તેવી ઓળખાણ થયા વિના સર્વ પદાર્થોની શ્રદ્ધા ઉત્પન્ન કરનાર સર્વ દ્રવ્ય-પર્યાય વિષયક શ્રદ્ધારૂપ સમ્યક્ત્વ શ્રીનયસાર મેળવી શકે નહિ

આ હકીકત વિચારતાં સુવિહિત-શિરોમણિઓને સાર્થમાં મેળવવા માટે નયસાર ઘણા ગાઉ સુધી દૂર ગએલો હોવો જોઇએ એમ માનવા તરફ સહેજે આપણું મન દોરાય, અને જો એ વાત માનીએ તો ઘણા ગાઉ સુધીની મુસાફરી કરીને પણ સુવિહિત-શિરોમણિઓને સાર્થની સાથે ભેળવી દેવાની પરોપકાર વૃત્તિ જે જાગી, તે તેમના આત્માની સ્વાભાવિક પરોપકારનિરતતાને દર્શાવવા માટે ઓછી ઉપયોગી નથી.

આવા પરોપકારનિરત મનુષ્યોને સાધુ પુરુષોનો સમાગમ થાય, અને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય તે કોઇ પણ પ્રકારે આશ્ચર્યકારક નથી.

આ રીતે નયસારના ભવમાં એક સમ્યક્ત્વના પ્રસંગના જણાવેલા વૃત્તાંતથી આપણે મહાવીર પરમાત્માનું પરોપકારનિરતપણું જાણી શકીએ, પણ મહાવિદેહ સરખા ક્ષેત્રમાં જ્યાં લાખો પૂર્વનું આયુષ્ય છે ત્યાં તેમની આખી જિંદગીમાં તે પોતાની પરોપકારનિરતતાની ટેવને અંગે કયા કયા પરોપકારના કાર્યો સમ્યક્ત્વ પ્રાપ્તિ પહેલાં અને પછી પણ કર્યા હશે તેનો શાસ્ત્રોમાં શ્રી નયસારના ભવ સંબંધી બીજા વૃત્તાંતો આવતા નથી.

## નયસારની પરહિતનિરતતાનો પરિચય

જો કે શ્રી ગુણચંદ્રસૂરિજીના મહાવીરચરિત્રમાં માતાપિતાએ શ્રી નયસારને નીતિના વર્તન સંબધી ઉપદેશ આપેલો છે, પણ માર્ગ-દર્શન વિગેરેના વૃત્તાંત જેવું શ્રી નયસારનું બીજું કોઈ સચોટ વર્ણન તેમની પરોપકારવૃત્તિની ટેવને દર્શાવવાવાળું નથી એ ચોક્કસ જ છે, તોપણ જરૂર એમ માનવું પડે છે કે તેવી પરોપકારવૃત્તિની ટેવ તેમને હોવાથી લાંબા આયુષ્યના જીવનમાં અનેક પરોપકારના કાર્યો કરેલાં જ હોવાં જોઇએ.

આ ઉપરથી તે નયસારનો આત્મા કે જે ત્રિલોકનાથ ભગવાન્ મહાવીર મહારાજનો જીવ છે, તે બીજાના ઉપકાર તળે દબાયા સિવાય બીજાના ઉપકારમાં લીન રહેવા રૂપ **પરહિતનિરત** હતો એમ માનવું જ વ્યાજબી છે.

ખરેખર નયસારે મધ્યાહ્નકાળ થયા પછી પોતે ભોજન કરવાની તૈયારી કરેલી હોય, તે સમયે અચાનક સાર્થભ્રષ્ટ મુનિઓ આવી ચઢે તેમને ઉલ્લાસ પૂર્વક વહોરાવે અને અનેક ગાઉ સુધી માર્ગ બતાવવા માટે મુસાફરી કરે, આ બધુ તેમના પરોપકારીપણાને અત્યંત ઉચ્ચ દશામા મેલે છે

**નયસાર એકલો હતો કે સપરિવાર ?**

આ સ્થાને શ્રી નેમિચદ્રસૂરિજીના મહાવીરચરિત્રમા कट्ठछेयण करे तेण એવા સ્પષ્ટ પાઠથી તે નયસાર પોતે જ મધ્યાહ્નકાળ સુધી કાષ્ઠ કાપતો હતો એમ સ્પષ્ટ થાય છે, અને તે પોતે જ મધ્યાહ્ન સુધી કાષ્ઠ કાપવાના પરિશ્રમવાળો હોય તો તે નયસાર કેટલો થાકી ગએલો હોવો જોઇએ, એ હકીકત કાષ્ઠ કાપનારને દેખનારાઓની ધ્યાન બહાર હોય નહિ, તો તેવી અત્યંત થાકવાળી દશામા ભોજન કરવા બેઠેલો શ્રી નયસાર વિધર્મી અને અપરિચિત સાધુઓને દાન આપે અને તેવો પરિશ્રમ છતા અનેક ગાઉ સુધી બપોરના સખત તડકામા સુવિહિત શિરોમણિઓને સાર્થ સાથે ભેળવવા મુસાફરી કરે, એ શ્રી નયસારની પરોપકારવૃત્તિતાની ખરેખરી કસોટી છે

આ સ્થાને કેટલાકો શ્રી નયસારને કાષ્ઠ કાપવાનું અનુચિત ગણી કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ હેમચદ્રસૂરિજીએ કહેલા **छेदयतः** પ્રયોગનો અર્થ છેદાવતા એવો કરવો એમ આગ્રહ કરે છે, પણ તેઓએ માત્ર તે પ્રયોગ ઉપર તેવો નિર્ણય કરતા **छिद्** ધાતુ ચુરાદિ ગણમા દ્વૈધીકરણ એટલે છેદવા અર્થમા છે એ જો ધ્યાનમા લીધુ હોત તો કાષ્ઠ છેદવાની વાતને અયોગ્ય રીતિએ ખોટી પાડી, છેદાવનારપણાના અર્થને માટે કદાગ્રહ કરત નહિ

આ વિષય પ્રયોગની ચર્ચાનો નહિ હોવાથી તેને ગૌણ કરી વાચકે તો માત્ર એટલુ જ લક્ષમા લેવાનું છે કે આવી રીતે સખત મહેનત કરી થાકેલો માઇલોની મુસાફરી કરી સુવિહિત શિરોમણિઓને સાર્થ ભેળવવામા તત્પર થઇ પરોપકારની વૃત્તિમા પરાકાષ્ઠાએ પહોચેલો તે નયસાર હતો

આ રીતે નયસારનો આ પ્રસંગ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પહેલાં પણ તેની પરોપકારવૃત્તિની અસીમ અવસ્થા બતાવનાર જણાય છે,–

તત્વથી વિચારીએ તો તે પરોપકારવૃત્તિ રૂપી કલ્પવલ્લી જ સમ્યગ્દર્શનરૂપ ફળને દેવાવાળી થઇ છે. નયસારના જીવે સમ્યગ્દર્શનની કલ્પના પણ કરી નહોતી, તેને મેળવવાની ભાવના ન હતી, તેના સાધનોની ગવેષણા ન હોતી. સુવિહિત સાધુઓનો સમાગમ થયો તે વખતે પણ સમ્યગ્દર્શનના દાતાર મહોપકારીના દર્શન થાય એવી અંશે પણ ભાવના ન હતી, પણ માત્ર દુઃખી જીવોના દુઃખોને દૂર કરવારૂપ પરોપકારવૃત્તિથી થએલું તેનું વર્તન સદ્ધર્મદેશના દ્વારાએ સમ્યક્ત્વને પ્રાપ્ત કરાવનાર થયુ.

## નયસારે મેળવેલ સમ્યગ્દર્શનનો મર્મ

વર્તમાનકાળમાં અન્ય મતવાળાઓ જ્યારે પોતાના આગમને જ અનુસરીને ચાલવામાં ધર્મ જણાવી પોતાના આગમને પરીક્ષાની કોટિમાં ન મેલતાં યુક્તિથી વેગળા રાખી, સ્વકલ્પિત અર્થોને આધારે પ્રાણીઓને પ્રવર્તાવવામાં ધર્મ સમજાવવા મથન કરે છે, અને તેને જ પ્રતાપે અન્ય મતોમાં એક સરખા આગમોનો સ્વીકાર છતાં વિશિષ્ટા દ્વૈત, કેવલાદ્વૈત, શુદ્ધાદ્વૈત, જ્ઞાનાદ્વૈત, શબ્દાદ્વૈત વિગેરે અદ્વૈતપણાના ભિન્ન ભિન્ન મતો, તેમજ પ્રાર્થના સમાજ, બ્રહ્મોસમાજ, આર્યસમાજ વિગેરે સમાજ કે સમાજનામધારી પંથો કે પ્રેમમાર્ગ, ભકિતમાર્ગ વિગેરે માર્ગો જુદા પડેલા છે. તેવી રીતે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના શાસનમાં બનતું નથી અને બનવાનું હોતું નથી તેથી જ તે શાસનને જમાના અને જનના રંગનો પાશ ન લાગતો હોવાથી ત્રિકાલાબાધિત કહેવામાં આવે છે.

જો કે જૈન દર્શનમાં મતભેદો પડ્યા નથી, નિહ્નવો પાક્યા નથી, કે પંથોનો પ્રાદુર્ભાવ થયો નથી, એવું નથી, પણ જૈન ધર્મમાં પડેલ પંથો, મતો, જૈનધર્મના મૂળરૂપ જીવાજીવાદિક તત્ત્વોને કોઇ પણ અંશે બાધ કરનારા નથી, અને તેથી જ જૈનદર્શને પ્રતિપાદિત જીવાજીવા-

દિક તત્વરૂપ માર્ગ ત્રિકાલાબાધિત હોવા સાથે અવિચ્છિન્ન પ્રભાવ શાળી ગણાય છે

આ જાતનો વિશિષ્ટ ઉપદેશ તે સાર્થથી છૂટા પડેલા, જંગલમાથી ઉતરીને આવેલા, અજ્ઞાતપણે પણ નયસારના આત્માનો આહારાદિક ગ્રહણ દ્વારા ઉદ્ધાર કરનારા સુવિહિત શિરોમણિઓએ માર્ગમા દીધો હતો, અને તેથી જ તે નયસારને તે સુવિહિત શિરોમણિના પ્રતાપે સમ્યક્ત્વપ્રાપ્તિનો પવિત્ર પ્રસંગ પ્રાપ્ત થયો હતો

પણ વર્તમાનકાળમા જૈન સઘથી બહાર પડેલા અને અન્યનુ અનુકરણ મથનારા ટોળાવાળા અને પંથવાળાઓ જિનેશ્વર મહારાજના નિરૂપણ કરેલા તાત્વશ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન ઉપર ચોથમલજીનુ સમકિત, હજારીમલજીનુ સમકિત, મુનાલાલજીનું સમકિત, જુહારીમલજીનું સમકિત વિગેરે છાપો આપી ભયંકર ભીષણ માર્ગમા ખેચી ભવ્યોને ભવસાગરમા સરકાવી દેનાર ભીખમનુ સમકિત અને કાલુરામનું સમકિત વિગેરે કહી ભોળા જીવોને ભરમાવે છે તેવુ તે સુવિહિત શિરોમણિઓએ કર્યું નહિ અને તેઓએ તો માત્ર જિનેશ્વર મહારાજના વચનોને અનુસરીને જીવાજીવાદિક તત્ત્વોનું સ્વરૂપ સમજાવ્યુ હતું, અને તેથી જ તે ભાગ્યશાળી નયસાર સમ્યક્ત્વ પામવાથી જન્મનું કૃતાર્થપણું કરી શકયો હતો વસ્તુત તે કૃતાર્થપણાની અત્રે મુખ્યતા ન લેતા, તેના કારણભૂત જે પરોપકારવૃત્તિ હતી તેને જ અત્રે મુખ્યતાએ લેવામા આવેલી છે

## નયસારની લોકોત્તર પરમાર્થ વૃત્તિની વિચારણા

ત્રિલોકનાથ તીર્થંકર મહાવીર મહારાજને અંગે શ્રીનયસારના ભવમા થએલ બાહ્ય પરોપકારવૃત્તિની અપૂર્વ દશા વિચારી હવે તે નયસારની મરીચિના ભવની અપેક્ષાએ લોકોત્તર માર્ગને અનુસરીને થએલી પરોપકારનિરતપણા વિચારીએ

## મરીચિનામની વિચારણા

આ ભરતક્ષેત્રમા વર્તમાન ચોવીશીમા પ્રથમ તીર્થંકર શ્રીયુગાદિ

દેવના મુખ્ય પુત્ર ભરત ચક્રવર્તીને ઘેર નયસારનો જીવ દેવલોકે જઇને મરીચિપણે જન્મે છે. નયસારના જીવનું મરીચિ એવું નામ જે સ્થાપન કરવામાં આવ્યુ છે, તે અનર્થક કે યાદચ્છિકપણે નથી, કિન્તુ યથાર્થપણે છે, કેમકે તે મરીચિકુમારનો જે વખતે જન્મ થયો છે, તે વખતે જેમ સૂર્યના બિબમાંથી મરીચિ એટલે કિરણો ચારે દિશાએ નીકળે છે, કે દશે દિશાએ ફેલાય છે. તેવી રીતે તે મરીચિકુમાર પણ જે વખતે જન્મ પામ્યો તે વખત તે કુમારના શરીરમાંથી દશે દિશાએ મરીચિ (કિરણો)નો વિસ્તાર થયો હતો અને તેથી તે વખતના જીવોની સ્વાભાવિક વિશિષ્ટતા તરફ થતી વૃત્તિને અનુલક્ષીને તે ભરત મહારાજા વિગેરેએ તે કુંવરનું મરીચિ એવું નામ સ્થાપન કર્યું.

જો કે સૂર્યના કિરણોના સેંકડો કરતાં અધિક નામો હોય છે, પણ તે વખતે તે કિરણોનું મરીચિ એવું નામ પ્રસિદ્ધિમાં હોય અને તેથી તે કુંવરના શરીરમાંથી નીકળેલા કિરણોને મરીચિના નામથી ઓળખ્યા હોય અને તેજ કારણને આગળ ધરીને ચક્રવર્તી ભરત મહારાજે કુંવરનું મરીચિ એવું નામ રાખ્યું હોય તો તે અસંભવિત નથી.

જો કે અનુષ્ણ છતા પ્રકાશ કરવારૂપ કાર્ય ઉદ્યોત નામકર્મને લીધે હોય છે અને તે નામકર્મ કેવળ ચંદ્રના વિમાનપણે પરિણમેલા માત્ર પૃથ્વીકાયિક જીવોને જ હોય છે, છતાં આ મરીચિકુંવરના શરીરથી અનુષ્ણ એવું પ્રકાશરૂપ તેજ નીકળ્યું, તો તેમાં તેને ઉદ્યોત નામકર્મનો ઉદય માનવો કે કેમ એ જ શંકા સહેજે થાય તેમ છે, પણ તે મરીચિના શરીરમાંથી સર્વત્ર સર્વકાળે મરીચિ ( અનુષ્ણ પ્રકાશરૂપ કિરણો ) નીકળ્યાં છે તેમ નથી, પણ માત્ર તે મરીચિના જન્મ વખતે જ ગર્ભગૃહમાં જ કિરણોનો ફેલાવો થએલો છે, અને તેવા ક્વચિત્-કથચિત બનવાવાળા બનાવને મુખ્ય માર્ગની પ્રરૂપણામાં ન લઈ તેને ઉદ્યોત નામકર્મના ફળ તરીકે ન લેતાં સ્વાભાવિક પ્રભાવચિહ્ન તરીકે લઇએ તો તે ખોટું નથી. અન્ય દેવતાઓ પણ

પ્રસગે પ્રસગે અનુપ્ણ પ્રકાશરૂપ ઉદ્યોત કરે છે, અને ત્રિલોકનાથ તીર્થંકરના જન્માદિકને અગે તો ત્રણે જગતમા અનુપ્ણ પ્રકાશરૂપ જે ઉદ્યોત થાય છે, તેને જગતમા લોકાનુભાવ તરીકે જ ગણીએ છીએ, તો મરીચિના શરીરથી અનુપ્ણ પ્રકાશરૂપ મરીચિ (કિરણો) નીકળે તેમા કુદરતને કારણુ માનતા વિરોધનો અશ પણ દેખાતો નથી, ગમે તેમ મરીચ (કિરણો)નો પ્રચાર થયો હોય પણ તે કિરણોના પ્રચારને જ લીધે તે કુવરનુ મરીચિ એવું નામ સ્થાપન કરવામા આવ્યુ એ હકીકત શાસ્ત્રદૃષ્ટાને અજાણમા રહેલી નથી

## મરિચિને થતા વૈરાગ્યનુ બીજ

પૂર્વે જણાવેલા ગર્ભગૃહમા જન્મ વખતે કિરણો મૂકવાથી થપાએલા મરીચિ નામવાળા કુવરને, પોતાના પિતાની ઋદ્ધિનો ભોગવટો અવ્યાબાધપણે હોવાથી તે કુવરને પણ પિતાનું ચક્રવર્તી પણું હોવાથી ચક્રવર્તી ઋદ્ધિના ભોક્તા કહેવામા અડચણ જણાતી નથી

શાસ્ત્રોમા સભળાય છે કે સગર ચક્રવર્તીના ભગીરથ વિગેરે પુત્રોએ ચક્રવર્તીના દડરત્નાદિનો ઉપયોગ યથેચ્છપણે કરેલો છે, તેજ પ્રમાણે ભરત ચક્રવર્તીના મરીચિ વિગેરે પુત્રો પણ સેનાની રત્નના અશ્વરત્ન વિગેરેના ઉપયોગની જેમ યથેચ્છપણે ઉપયોગ કરનારા હોઇ મરીચિકુમાર ચક્રવર્તીઋદ્ધિનો યથાર્થ ભોક્તા ગણાય તેમા આશ્ચર્ય નથી

આ હિસાબે ચોદ રત્ન, નવ નિધાન અને છ ખડની ઋદ્ધિનો ભોગ લઇ શકનાર એવો મરીચિકુમાર ભગવાન્ યુગાદિદેવના સમોવસરણમા આવે છે, અને તેમની તીર્થંકરપણાની ઋદ્ધિને દેખે છે, ત્યારે તે મરીચિકુમારને તે ચક્રવર્તીની ઋદ્ધિ અસાર લાગે છે, અને તીર્થંકરપણાની ઋદ્ધિને જ અદ્વિતીયપણે ગણે છે, એને તેવી અદ્વિતીય ઋદ્ધિ ભગવાન્ યુગાદિદેવની પાસે જ છે, અન્ય કોઇની પણ પાસે નથી, એવી વિચારસરણીવાળો મરીચિકુમાર ચક્રવર્તી પણાની છ ખડની ઋદ્ધિના ભોગને જલાજલિ આપી, તીર્થંકર ઋદ્ધિના દર્શન માત્રથી પણ આત્માને કૃતાર્થ થવાનું માનવા લાગ્યો

જો કે તે દેવપૂજાદિ ઋદ્ધિ દેખીને થએલો પ્રતિબોધ માત્ર માર્ગની ઉત્તમતા જણાવવા પુરતો જ ઉપયોગી હોય અને જીવાજીવાદિકના જ્ઞેયાદિકપણાનો બોધ માર્ગમાં પ્રવેશ કર્યા પછી મેળવ્યો હોય. તો તેમાં પણ આશ્ચર્ય નથી.

## શ્રી તીર્થંકર પ્રભુની ઋદ્ધિની સર્વોપરિતા

ઉપર પ્રમાણે જણાવેલ શાસ્ત્રીય વસ્તુને પ્રસ્તુત પરોપકારવૃત્તિના પ્રકરણમાં જો ઉતારીએ તો કયા રૂપે તીર્થંકર મહારાજાની ઋદ્ધિની મહત્તા મરીચિકુમારે ધારી હતી એ સંબંધી સ્પષ્ટ ઉલ્લેખ ન હોવાથી એમ પણ કહી શકાય કે ચક્રવર્તિપણાની ઋદ્ધિ જે જગતમાં પરમ ઉત્કૃષ્ટ ઋદ્ધિપણે ગણાય છે, તે ઋદ્ધિના ભોગવનારને જો કે સંતોષ આપનારી છે, પણ તે ચક્રવર્તી જેવી ઋદ્ધિનો મહાન્ ભોગવટો અન્યને કોઇ પણ અંશે ઉપકારક થતો નથી. અર્થાત્ ચક્રવર્તીની ઋદ્ધિનો ભોગવટો કરનાર જીવ માત્ર પોતાના આત્માને મહાન્ ઋદ્ધિનો ભોક્તા માને છે, પણ તે ઋદ્ધિ એક અંશે પણ જગતના જીવોને ઉપયોગી થતી નથી. ત્યારે આ તીર્થંકરપણાની ઋદ્ધિ ભોગવનાર મહાપુરુષ સામાન્ય વ્યંતર, ભવનપતિ કે જ્યોતિષ્ક જ નહિ પણ વૈમાનિક સરખા સર્વોત્કૃષ્ટ દેવતાઓ પોતાના નાયકો સાથે હજારો વખત સેવામાં હાજર થાય, તો પણ તે ત્રિલોકનાથ ભગવાન્ તીર્થંકરોના એક રૂંવાડામાં પણ તે ચારે નિકાયના દેવતાઓ અને તેમના ઇદ્રોની સેવાના ભોગવટાનો આનંદ કે અભિમાન હોતો નથી. ચક્રવર્તીઓને પોતાની ઋદ્ધિના ભોગવટાનો કેવો આનંદ અને અભિમાન હોય છે? તે સમજવાની ઇચ્છાવાળાએ સ્નાન માટે તૈયાર થએલા સનત્કુમાર ચક્રવર્તીના બે દેવતા પ્રત્યે કહેલા રાજસભામાં આવીને રૂપની ઋદ્ધિ જોવાના વચનો યાદ કરવા.

આવી રીતે જ્યારે ચક્રવર્તીપણાની ઋદ્ધિ માત્ર ઉદરંભરીપણાના દૂષણથી દૂષિત છે, ત્યારે ત્રિલોકનાથ તીર્થંકરની ઋદ્ધિ એક અંશે પણ ઉદરભરીપણાના દોષવાળી નથી.

## શ્રી તીર્થંકર પ્રભુની ઋદ્ધિનુ રહસ્ય

શાસ્ત્રદૃષ્ટિએ જોનારા શાસ્ત્રચક્ષુઓને એ વાત સ્પષ્ટ માલમ હશે કે તે તીર્થંકરપણાની ઋદ્ધિ આત્મભરીઓને મળતી જ નથી, પરંતુ જેઓ જગતના જીવોને નિર્ગ્રંથ-પ્રવચનની શ્રદ્ધા, પ્રતીતિ અને અભિરૂચિ કરાવવાના વિચારોમા ઓતપ્રોત થએલા ભાગ્યશાળી જીવોને જ તે નિર્ગ્રંથ પ્રવચનના શ્રદ્ધા, પ્રતીતિ અને અભિરૂચિના હેતુ તરીકે તે ઋદ્ધિ મળે છે, અને તેથી જ શાસ્ત્રકાર મહારાજાઓ અરિહંત નામકર્મનુ ફળ સ્વગત શ્રમને વિચાર્યા વગર ધર્મદેશના દેવા આદિનુ જણાવે છે અર્થાત્ દેવદાનવ વગેરે ત્રિલોક તરફથી થતી પૂજા અને માન્યતા એ તીર્થંકર નામકર્મને લીધે છે, છતા પણ તે પૂજાને આદિ શબ્દથી ગૌણપદમા રાખી નિર્ગ્રંથપ્રવચનની શ્રદ્ધા, પ્રતીતિ અને રૂચિ સમગ્ર જગતના જીવોને કરાવે એવી અર્ધમાગધી ભાષાદ્વારાએ કરાતી પ્રતિદિન આદ્યંત પ્રહરની ધર્મદેશનાને જ મુખ્ય સ્થાન આપ્યુ છે, એટલું જ નહિ પણ શ્રી દશાશ્રુતસ્કંધ અને પંચાશકજીના જણાવ્યા પ્રમાણે દેવ-દાનવ આદિ ત્રિજગજ્જનની પૂજાની મહત્તાને ગણી તેને મેળવવાની ઇચ્છાવાળો મનુષ્ય અરિહંતાદિક વીશસ્થાનકોની તપ દ્વારા જગત માત્રના જીવોના ઉદ્ધાર માટે આરાધના કરે તો પણ તીર્થંકર નામકર્મ બાંધી શકે નહિ કે તીર્થંકરપણુ મેળવી શકે નહિ

## શ્રી તીર્થંકર પ્રભુની ઋદ્ધિના નિયાણાનો મર્મ

આટલા જ માટે તીર્થંકરપણાની દેવપૂજાદિક ઋદ્ધિની અભિલાષાને શાસ્ત્રકારોએ નિયાણા તરીકે ગણેલી છે અર્થાત્ પૂર્વાપર વિચાર કરનારા મનુષ્યો સ્પષ્ટપણે જોઈ શકશે કે તીર્થંકરપણાની ઋદ્ધિના કારણભૂત જિન-નામકર્મ બાંધતી વખતે સુરાસુર નરેદ્રોથી થતી પૂજા આદિરૂપ તીર્થંકર નામકર્મના ફળ ભોગવતી વખતે કુક્ષિભરિતાનો અવકાશ જ નથી અર્થાત્ ચાલુ પ્રકરણની અપેક્ષાએ એમ માની શકીએ કે તુચ્છ એવી ચક્રવર્તિપણાની ઋદ્ધિ

જગતમાં ઉત્તમ ગણાતી છતાં પણ તે આત્મંભરીપણાના દોષથી સર્વત્ર વ્યાપ્ત છે, ત્યારે આ તીર્થંકરપણાની ઋદ્ધિ કે જે ચક્રવર્તીપણાની ઋદ્ધિ અને મહત્તા કરતા અનંતગુણ અધિક છે, છતાં તેમાં ફળકાળે પણ આત્મંભરિપણાની ગંધ સરખી નથી, અને તે પ્રાતિહાર્ય અને અતિશયના કરનારા દેવદાનવો તે પૂજા-માન્યતા વિગેરે જે કરે છે, તે પણ જગતના જીવોને નિર્ગ્રંથ પ્રવચનની શ્રદ્ધા, પ્રતીતિ અને અભિરૂચિ વધે તે હેતુથી જ કરે છે. કોઇ પણ દેવ કે દાનવે ત્રિલોકનાથ તીર્થંકરની પૂજા માન્યતા કે પ્રાતિહાર્ય કે અતિશયો તીર્થંકર ભગવાનના પોતાના ભોગ માટે કરેલા નથી. અર્થાત્ દેવ-દાનવોએ કરાતી પૂજા-માન્યતારૂપ ઋદ્ધિ તીર્થંકરોની ગણાય છતાં તે કુક્ષિભરિતાવાળી તો નહિ પણ જગતના જીવોને કેવળ પ્રતિબોધના સાધન તરીકે ઉપયોગવાળી હોય છે.

### શ્રી તીર્થંકરોની ઋદ્ધિની વિશેષતા

ઉપર જણાવેલા પ્રાતિહાર્ય અને અતિશયોમા આત્મંભરિત્વરૂપ દોષ ન હોવાથી જ ભગવાન્ તીર્થંકરો દેવતાઓએ રચેલા સમવસરણમાં બિરાજી શકે છે, અને અતિશયો છતાં પણ નિર્દોષ રહી શકે છે. ચક્રવર્તીપણાની ઋદ્ધિ તો ભોગ વખતે આત્મંભરિત્વ દોષવાળી છે, એટલું જ નહિ પણ કેટલીક વખત તે ચક્રવર્તીપણાના સાધનભૂત કર્મો બાંધતી વખતે પણ તે આત્મંભરિત્વ દોષથી વ્યાપ્ત હોય છે આ હકીકત સુભૂમ અને બ્રહ્મદત્ત ચક્રવર્તીના પૂર્વ ભવના વૃતાંતો વિચારવાથી સ્પષ્ટ થાય તેમ છે. ત્રિલોકનાથ તીર્થંકરની ઋદ્ધિને અંગે તો પૂર્વે જણાવ્યા પ્રમાણે હેતુકાળ કે ફળકાળ બનેમાંથી એક વખત આત્મંભરિત્વનો દોષ અંશે પણ હોતો નથી, પણ હેતુકાળ અને ફળકાળ એ બન્ને વખતે પરોપકારના પરિપૂર્ણ પરાગથી મઘમઘી રહેલી હોય છે.

### મરીચિની દીક્ષાનો હેતુ

ઉપર જણાવેલી દૃષ્ટિએ કે બીજી કોઈપણ દૃષ્ટિએ પ્રસ્તુત પરોપકારનિરતતાના પ્રકરણમાં આ વસ્તુને વિચારતાં આ વાત સ્પષ્ટ થાય

છે કે પરોપકારવૃત્તિમા નિરત થએલો મનુષ્ય સ્વાર્થભોગની સીમાએ પહોચેલી ચક્રવર્તીની ઋદ્ધિ કરતા પરોપકારમા જન્મ પામતી અને પરોપકારમા પરિણમતી તીર્થંકરપણાની ઋદ્ધિને અનતગુણ અધિક ગણી શકાય તેવી ઋદ્ધિ તરફ વગર વિચાર્યે ઓઘિકવૃત્તિએ પણ મરીચિકુમારનો જીવ આકર્ષાય અને તેથી ચક્રવર્તીની ઋદ્ધિના ભોગને છોડી શ્રીતીર્થંકર ભગવાનની ઋદ્ધિની છાયામા પણ વસવાનુ કરે

(જો કે મરીચિકુમારની દીક્ષા વખતે મહારાજા ભરતે ષટ્ખડનો જય કરી ચક્રવર્તિપણાનો અભિષેક પ્રાપ્ત કરેલો નથી, તો પણ ભગવાન ઋષભદેવજીના કેવળ વખતેજ મહારાજા ભરતને ચક્રરત્ન ઉત્પન્ન થઈ ગએલુ છે અને તેથી મરીચિકુમારને મહારાજાપણાની રાજઋદ્ધિ ભોગવવામા ચાલુ છતા ચક્રવર્તિપણાની રાજઋદ્ધિનો ભોગવટો હસ્તપ્રાપ્તજ છે એમ કહેવામા કોઈ જાતનો બાધ નથી )

## મરીચિની દીક્ષા દ્રવ્યદીક્ષા ખરી? એ ઉપર માર્મિક વિચારણા

ત્રિલોકનાથ તીર્થંકરની ઋદ્ધિના દેખવાથી પ્રતિબોધ પામેલા મરીચિકુમારે ત્રિલોકનાથ ભગવાન્ યુગાદિદેવ પાસે દીક્ષા ગ્રહણ કરી, આ સ્થાને કેટલાક વિચારો પ્રાસગિક હોવાથી રજૂ કરાય છે

૧ ભગવાન્ તીર્થંકરો જે જીવોને સાધુપણું આપે તે જીવો ભાવચારિત્રવાળાજ હોય કે દ્રવ્યચારિત્રવાળા પણ હોય?

આ સબધી વિચાર કરતા પહેલા એ સમજવાની જરૂર છે કે જેમ કર્મનો ક્ષયોપશમ થયા વિના કે પ્રત્યાખ્યાનના ભાવ વગર લબ્ધિઆદિની અપેક્ષાએ કરાતા પચ્ચખાણો દ્રવ્યપચ્ચખાણરૂપ છે તેવીજ રીતે પ્રત્યાખ્યાન કરતી વખતે તે પ્રત્યાખ્યાન કરનારની શુદ્ધ અને તીવ્ર ભાવના હોવાથી તત્કાળને અગે ભાવપચ્ચખાણ ગણી શકાય એવુ છતા પણ જો તે પચ્ચખાણ કાળાતરે વીર્યોલ્લાસની મદતાને લીધે ઉદય આવતા કર્મોના ક્લિષ્ટ ઉદયને લીધે બાધિત થઇ જાય, અર્થાત ચારિત્રથી પતિત થાય અગર પચ્ચખ્ખાણ તોડનારો

થાય, તો તેનું તે પચ્ચખ્ખાણ કે ચારિત્ર દ્રવ્યપચ્ચખ્ખાણ કે દ્રવ્યચારિત્ર ગણાય છે. (જુઓ હારિભદ્રીય પ્રત્યાખ્યાનાષ્ટક)

આ અપેક્ષાએ ભગવાન્ ઋષભદેવજી મહારાજે મરીચિને અને ભગવાન્ મહાવીર મહારાજાએ હાલિક, જમાલિ અને નંદિષેણજી વગેરેને આપેલી દીક્ષાઓ કાળાંતરે બાધિત હોવાથી દ્રવ્યદીક્ષાઓજ ગણી શકાય, છતાં પણ તે મરીચિકુમાર વગેરેને તેવી કાલાંતરે બાધિત થનારી હોવાથી દ્રવ્યદીક્ષા તરીકે ગણાતી દીક્ષાઓ ભગવાન્ યુગાદિદેવ વગેરે તીર્થંકરદેવોએ આપેલી છે, માટે તીર્થંકર મહારાજાઓ જે દીક્ષાઓ આપે તે કાળાંતરે પણ અબાધિત રહે અને તેથી ભાવદીક્ષાજ હોય એવો નિયમ રહેતો નથી.

આ સ્થાને જેઓ ભવિતવ્યતા અને ગુણવિશેષદર્શનની શાસ્ત્રમાં રહેલી પંક્તિઓને આગળ કરે છે, તેઓએ સમજવું જોઇએ કે ભવિતવ્યતા અને ગુણવિશેષદર્શન એ બે હેતુઓ ત્રિલોકનાથ તીર્થંકરની પ્રેક્ષાપૂર્વકારિતાના અંગે થતી શંકાના સમાધાનને અંગેજ ઉપયોગી છે, પણ તે ભવિતવ્યતા અને ગુણવિશેષદર્શન એ બંનેમાંથી એકે પણ વસ્તુ તે નંદિષેણ આદિકના દ્રવ્યચારિત્રપણાને ખસેડવામાં અંશે પણ ઉપયોગી થાય તેમ નથી.

ભવિતવ્યતા અને ગુણવિશેષદર્શન એ બે હેતુઓ કોઈપણ સ્થાને શ્રી જિનેશ્વર મહારાજાએ કે ગણધર મહારાજાએ પ્રતિપાદન કરેલા નથી, કેમકે તેમણે પ્રતિપાદન કરેલા સૂત્રોમાં માત્ર તે જમાલિ વિગેરેના ચરિત્રના વર્ણનનો જ પ્રસંગ છે અને તેવા વર્ણન પ્રસંગમાં પ્રેક્ષાપૂર્વકારિતાને અંગે શંકાને સ્થાન ન હોય પણ વ્યાખ્યાકારોએ વ્યાખ્યા કરતાં તેવી શંકા સ્વતંત્રપણે પણ ઉઠાવીને તેના સમાધાનની જરૂર સમજી હોય, તે સ્વાભાવિક છે.

આ ઉપરથી કદાચ કોઈ એમ સમજી નિશ્ચિત પડવાવાળાઓને પણ દીક્ષા દઈજ દેવી પરંતુ એમ સમજવાની ઉતાવળ કરવી નહિ, પણ એટલું તો નિશ્ચિત સમજવું કે નિશ્ચિત પ્રતિપાત વાળાને પણ અપાએલી દીક્ષા મોક્ષના બીજને થાપનારી છે અને તે ગુણવિશેષને

અગે જ ભગવાન્ મહાવીર મહારાજાએ નિશ્ચિતપણે પડવાવાળા એવા હાલિકને દીક્ષા દેવડાવી છે

જો કે આ ઉપરથી કોઇએ એવુ સમજવાની ભૂલ ન કરવી કે સામાન્ય જ્ઞાનવાળા માટે પણ બધા નિશ્ચિત પતિત થનારાઓ દીક્ષા દેવા લાયક છે, કેમકે સામાન્ય જ્ઞાનવાળાઓ જેઓને ભવિષ્યની સુંદરતાનો નિશ્ચય નથી તેમ ભવિષ્યના પ્રતિપાતનો પણ નિશ્ચય નથી જ

આમ છતા મરીચિ આદિકની થએલી દીક્ષા ઉપરથી એટલુ તો જરૂર નિશ્ચિત થાય કે ચારિત્ર ગ્રહણ કરીને જેઓ તે ચારિત્રથી પતિત થાય છે, તે ચારિત્ર લેનારા કે તેને ચારિત્ર દેનારા પ્રથમથી જ પાપના ભાગી હતા કે ઉન્માર્ગે પ્રયાણ કરનારા હતા એમ કહેનારાઓ માર્ગથી વિમુખ છે, એમ કહેવામા અસત્પણું તો નથી જ

૨ ગુણઠાણાની પદ્ધતિ અને પરિણતિ સમજનારા વિચક્ષણો આ વાત તો સારી પેઠે સમજે છે કે કોઈપણ કાળે કોઈપણ તીર્થમા કોઈપણ સાધુ મુહૂર્ત (બે ઘડી) કરતા અધિક કાળ છદ્મસ્થ છતો અપ્રમત્તપણે રહી શકે નહિ

(જો કે ભગવાન્ મહાવીર મહારાજનો પ્રમાદકાળ અને ભગવાન ઋષભદેવજીનો પ્રમાદકાળ અનુક્રમે અતર્મુહૂર્ત અને અહોરાત્ર કહેવાય છે, પણ તે નિદ્રાપ્રમાદની અપેક્ષાએ જ માત્ર જણાવેલો સમજવો. ગુણઠાણાની અપેક્ષાએ તો તે મહાપુરુષોને પણ અતર્મુહૂર્તે પરાવર્તન સમજવું )

અર્થાત અતર્મુહૂર્તથી અધિક જીવન ધારણ કરનારા મનુષ્યોને દીક્ષા આપનારા તીર્થંકર, ગણધર, કેવળી કે અન્ય કોઈપણ પૂજ્ય પુરુષો હોય તો તેઓ ભવિષ્યની પ્રમત્ત દશાને જાણીને અને સમજીને જ દીક્ષા આપે છે એમ માનવુ જ જોઇએ, અને એ જ કારણથી શ્રીદશવૈકાલિક અને આચારાગસૂત્રમા સાધુઓને ઉપદેશ કરતા સૂત્રકારમહર્ષિઓ પ્રવ્રજ્યા લેતી વખતના પ્રવ્રજ્યાસ્થાનને સાચવી રાખવાનું ફરમાવે છે

પ્રવ્રજ્યાસ્થાનને હંમેશાં સાચવી રાખવાનો ઉપદેશ સ્પષ્ટપણે જણાવે છે કે પ્રવ્રજ્યા ગ્રહણ કરતી વખતના પ્રવ્રજ્યાસ્થાનનું પાલન સ્વભાવસિદ્ધ નથી, અને તેથી પ્રવ્રજ્યા ગ્રહણ કરતી વખત પ્રાપ્ત થએલા પ્રવ્રજ્યાસ્થાનથી પતન થવાનુ સ્વાભાવિક જ છે.

આ વિચારથી એમ નક્કી માનવું પડે કે પ્રવ્રજ્યા ગ્રહણ કરતી વખત થએલા અપ્રમત્તસંયતપણાના અધ્યવસાયમા જીવનું નિયમિત રહેવું થતું નથી, અને અપ્રમત્ત ગુણઠાણાનો કાળ પણ અંતર્મુહૂર્તથી અધિક નથી, માટે અંતર્મુહૂર્તથી અધિક જીવનવાળા પુરુષોને દીક્ષા દેનારે આગામી પ્રમત્તપણું ધારીને જ દીક્ષા દીધી છે, એમ કહેવા કે સમજવામાં કોઇપણ પ્રકારનો બાધ નથી અને તે પ્રમત્તપણું વિધિપૂર્વકનું જ હોય એમ કહી શકાય નહિ

વળી શાસ્ત્રકારોએ પ્રમત્તસંયતોને આત્મારંભી. પરારંભી. અને ઉભયારંભી માનેલા છે. તેમજ પ્રમત્તસંયતને અંગે શુભયોગ અને અશુભયોગવાળી દશા માનેલી છે, તેથી આત્મારંભાદિવાળી અશુભ-યોગવાળા અને પ્રમત્ત દશા પામવાવાળા સાધુઓને શ્રીતીર્થંકર મહારાજા વિગેરે દીક્ષાઓ આપે છે અને તે પ્રમત્ત દશા વિગેરે અવિધિરૂપ હોઇ દ્રવ્યચારિત્રરૂપ છે, તેથી શ્રીતીર્થંકર ભગવાન્ વિગેરે દ્રવ્યચારિત્ર આપે એમ માનવું પડે.

૩ કુમાર શ્રમણ શ્રીમાન્ અતિમુક્તમુનિજી સાધુપણું લીધા પછી સ્થવિરો સાથે સ્થંડિલ ગયા, ત્યાં માટીની પાળ બાંધી પાણીમાં પોતાના પાત્રને નાવડી તરીકે તરાવ્યું, તે દેખીને સ્થવિર મહાત્માઓ તે અતિમુક્તમુનિજીની સાધુપણાથી વિરુદ્ધ ચેષ્ટા દેખીને તે અતિમુક્તમુનિજીને નિંદના–ગર્હણાના સ્થાનભૂત ગણવા લાગ્યા અને તે અતિમુક્તમુનિજીનું વૈયાવચ્ચ વિગેરે કરવું ઉચિત નથી એમ ધારવા લાગ્યા હોય.

અને તેથી ભગવાન્ મહાવીર મહારાજને સ્પષ્ટપણે એમ ફરમાવવાની જરૂર પડી હોય કે--

'હે સ્થવિરો ! તમે તે અતિમુક્ત બાલમુનિ કે જેની બાલ્યાવસ્થાને લીધે કાચા પાણીમા સચિત્ત માટીથી બાધેલી પાળે પાણી રોકી, પોતાના પાત્રને નાવડી તરીકે તરાવવારૂપ સાધુપણાને સર્વથા ન છાજતી ચેષ્ટા થએલી છે, છતા અતિમુક્તમુનિ ચરમશરીરી અને આ ભવમા જ મોક્ષે જનારા છે, તેમની હીલના, ગર્હણા કરો નહિ, અને વૈયાવચ્ચદ્વારાએ તેમનો ઉપગ્રહ કરો '

આવી રીતે શ્રીભગવતીજીસૂત્રમા સ્પષ્ટ ઉલ્લેખ હોવાથી વિચારક વર્ગ સ્પષ્ટપણે સમજી શકશે કે અતિમુક્તમુનિજીની અસમજસ ચેષ્ટા ભવિષ્યમા થનારા ઉદયની અપેક્ષાએ ઉવેખવા લાયક જણાવી તે વસ્તુ દ્રવ્યચારિત્રની મુખ્યતાવાળી દૃષ્ટિ વગર સભવી શકે જ નહિ

૪ ભગવાન્ તીર્થંકર મહારાજાની આગળ ઐહિક ફળની અગર પૌદ્ગલિક વસ્તુની અભિલાષાએ પણ હિંસાદિક પાપનો પરિહાર કરવામા આવે તો કોઇપણ સ્થાને ત્રિલોકનાથ તીર્થંકર મહારાજે તે પાપનો પરિહાર ન કરવા ફરમાવ્યુ નથી

જો કે આત્મકલ્યાણની દૃષ્ટિથી જ હિંસાદિક પાપોનો પરિહાર કરવો તે ગુણસ્થાનકની દૃષ્ટિ અને પરમાર્થ વૃત્તિથી યોગ્ય છે, પણ તેનો અર્થ એ નથી કે આત્મકલ્યાણની દૃષ્ટિ ન થઈ હોય, તેટલા માત્રથી પાપનો પરિહાર થતો હોય તોપણ ન કરવો કે પાપની પ્રવૃત્તિ કરવી કે છૂટ રાખવી

૫ શ્રીભગવતીજી અને પ્રજ્ઞાપના વિગેરે શાસ્ત્રોમા સ્પષ્ટપણે ફરમાવવામા આવ્યું છે કે "વ્યવહારરાશિમા જે જીવ અનતકાળથી આવ્યો છે, તે દરેક જીવ અનતી વખત દ્રવ્યચારિત્ર (આત્મકલ્યાણની સાધ્યદૃષ્ટિ સિવાયનુ ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ ચારિત્ર) પામેલો છે અને તેને લીધે અનતી વખત ચાહે તે ભવ્ય હોય કે અભવ્ય હોય તોપણ નવ ગ્રૈવેયક પામેલો છે

આવી રીતે વસ્તુસ્વરૂપ તરીકે ગણાવી તે દ્રવ્યચારિત્રનું હેયપણું જણાવવા માટે એક પણ સ્થાને એક પણ વચન કહેવામા આવ્યુ નથી (આત્મકલ્યાણની દૃષ્ટિના અભાવને અગે થએલુ ઘણુ જ અલ્પ

ફળ જણાવતાં અવ્યાબાધ ફળરૂપી મહાસાધ્યની અપેક્ષાએ અધમપણું જણાવાય, પણ તેથી ફળના કારણરૂપ ચારિત્રનું અધમપણું તો કોઈ પણ દિવસ કોઈ પણ વિચક્ષણથી જણાવાય નહિ)

૬ આચાર્ય ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિજીના જણાવવા પ્રમાણે "મોક્ષ પ્રાપ્તિને માટે સાધનભૂત ભાવચારિત્ર પ્રાપ્ત થવા પહેલાં અનંત વખત દ્રવ્યચારિત્ર હરેક જીવને પ્રાપ્ત થએલાં જ હોય છે."

(આ વાક્ય શાસ્ત્રોમાં સર્વ જીવને અનંત વખત ગ્રૈવેયકની પ્રાપ્તિ નિયમિત જણાવી છે, તેને અંગેજ હોય. મરુદેવામાતા જેવા કોઈક જીવને દ્રવ્યચારિત્રની પ્રાપ્તિ થયા સિવાય પણ એકદમ ભાવચારિત્રની તો શું પણ તદ્ભવે મોક્ષ સાધવાવાળા ભાવચારિત્રની પણ એકદમ પ્રાપ્તિ થાય છે, પણ તે બનાવ સૂત્રોક્ત અનંત વખત ગ્રૈવેયકપ્રાપ્તિના વાક્યથી બરોબર મળતો ન હોઈ આશ્ચર્યરૂપ ગણાય છે અને તેથી જ આચાર્ય ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિજી મરુદેવામાતાની તે ચારિત્ર પ્રાપ્તિને આશ્ચર્યરૂપ જણાવે છે.)

આ પ્રમાણે દરેક સિદ્ધિપદ પ્રાપ્ત કરનારા જીવો અનંત વખત દ્રવ્યચારિત્ર પામેલા હોય છે, નિયમિતજ છે અને તેવા તે ચારિત્રો શ્રી તીર્થંકર ભગવાનો કે ગણધર મહારાજાઓના હાથે ન થએલા હોય એમ કહી શકાયજ નહિ.

૭ વળી "કોઈપણ અભવ્ય કે ભવ્ય મિથ્યાદૃષ્ટિ જીવ તત્ત્વથી જીવાદિક નવતત્વને ન માનનારો હોવાથી મોક્ષતત્ત્વને ન માને અને તેથી શ્રી તીર્થંકર મહારાજની ઋદ્ધિ અને પૂજા, માન્યતા દેખીને તે ઋદ્ધિઆદિને માટેજ દીક્ષા લે અને તેથી તેને તે વખતે કાંઇક ન્યૂન દશપૂર્વ સુધીના શ્રુતની પ્રાપ્તિ થાય." આ વાત શાસ્ત્રકારો સ્પષ્ટપણે જણાવે છે.

આ ઉપરથી સ્પષ્ટ એમ માની શકાય છે કે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્, ગણધર મહારાજા કે અભિન્ન દશપૂર્વધરો સુધીના આચાર્યાદિકોને હાથે દ્રવ્યદીક્ષા થાય.

૮ ભગવાન્ મહાવીર મહારાજના સમયે અભૂતપૂર્વ અદ્વિતીય સન્માન કરવાની દૃષ્ટિએ સન્માન કરવા તૈયાર થએલા દશાર્ણભદ્ર મહારાજાની ચક્ષુ, ઇંદ્ર મહારાજની અનુપમ સમૃદ્ધિ દેખીને મીંચાઈ ગઈ, અને અનુપમતા જાળવવા માટે દીક્ષા લીધી આ દીક્ષા દ્રવ્ય ચારિત્રરૂપ તે વખતે હતી, છતા તેનો વિરોધ ત્રિલોકનાથ તીર્થંકરે કર્યો નથી

ઉપર જણાવેલી હકીકતથી એમ માનવુ અયોગ્ય નહિ ગણાય કે "ભગવાન્ તીર્થંકર દેવોના હાથે દ્રવ્યદીક્ષા ન થાય એમ નહિ"

## મરિચિની દીક્ષા દ્રવ્યદીક્ષા નથી

જો કે મરીચિકુમારની દીક્ષા સમ્યક્ત્વ રહિત તો નથી, કેમકે નિર્યુક્તિકાર ભગવાન્ ભદ્રબાહુસ્વામીજી સ્પષ્ટ શબ્દોમા મરીચિના ભવમા તેને સમ્યક્ત્વની પ્રાપ્તિ થયેલી જણાવે છે, અને તેથી તે મરીચિનો દીક્ષાપર્યાય સમ્યગ્દર્શનરહિતપણાને લીધે દ્રવ્ય દીક્ષારૂપ ગણાય તેમ નથી કદાચ ઉત્તરકાળે બાધ થવાની અપેક્ષાએ કે દીક્ષા લેતી વખત પ્રતિબોધના ભિન્ન કારણો જણાવવાને લીધે કદાચ સમ્યક્ત્વ ન માની દ્રવ્યદીક્ષા માનીએ તેટલા પૂરતો જ આ ઉપર વિચાર જણાવેલો છે

## મરીચિની ખાનદાની

એવી રીતે દીક્ષિત થયેલા મરીચિકુમારને અસ્નાનાદિક પરિષહોનુ સહન ન થવાથી શ્રમણનિર્ગ્રંથના સુવિહિત માર્ગથી ચલાયમાનપણુ થયુ આવી રીતે ચલાયમાન થયેલી અવસ્થામા પણ તેઓ પોતાને ઘેર ભરત ચક્રવર્તી પાસે જઇ શકયા નહિ ટીકાકાર મહાશયો આ બાબતમા કારણ સ્પષ્ટપણે ભરતની લજ્જાનું જ જણાવે છે

પિતાનો પુત્રવત્સલપણાનો જગપ્રસિદ્ધ અવિચળ સ્વભાવ છતા પણ ભરત મહારાજા જેઓ કે-મરીચિના પિતા હતા, તેઓ પરલોક વિરૂદ્ધ એવા કાર્યો આચરીને સ્વયં આત્માનું અહિત કરનારાઓ

તરફ પુત્રવત્સલતા અંશે પણ દેખાડી શકતા ન હતા. એટલું જ નહિ પણ તેવાઓ તરફ ઉદાસીન વૃત્તિથી રહેવાની સ્થિતિ પણ ભરત મહારાજા રાખી શકતા ન હતા, અને તેથી જ મરીચિકુમાર પરિષહને લીધે સાધુપણું પાળવા હિંમત હારી ગયા છતાં ઘરે પિતાજી ભરત મહારાજાને શરણે જઇ શક્યા નહિ.

વર્તમાનમાં પણ શાસનપ્રેમીઓ એવા જ હોય છે કે ચારિત્રથી પતિત થનારા સાથે કોઇ પણ જાતનો લેવડદેવડ કે શેઠ—નોકરપણાનો સંબંધ રાખતા નથી. જો કે કેટલાક શાસનપ્રેમીપણાના રંગમાં લોકોમાં દેખાવ દેનારા એવા પણ હોય છે કે જેઓ દ્રવ્ય અને ભાવ બંને પ્રકારથી દીક્ષાથી પતિત થએલાઓને પોતાનું આખું તંત્ર સોંપે છે અને તેવા પતિતોદ્ધારાએ જ શાસનનો સઢ ચઢાવવા માગી શાસનના ધુરંધર પુરુષોથી વહેતા સત્ય માર્ગમા તે ધુરંધર પુરુષો ઉપર ઇર્ષ્યાનલનો દાવાગ્નિ વરસાવવાનો ધંધો કરાવી, તેવાઓના પેટ ભરાય છે.

## સંયમથી પતિત થનારાની ફરજ

શાસ્ત્રકારોના વચન મુજબ તો દ્રવ્યદીક્ષાથી પતિત થએલા મનુષ્યે જન્મભૂમિ, દીક્ષાભૂમિ અને વિહારભૂમિનો ત્યાગ કરીને અન્ય સ્થાને રહેવું શાસનની શોભા ઇચ્છવાવાળા માટે હિતાવહ છે, અને સંયમ પતિતપણાને અંગે પોતાના આત્માની અધમતા માનતા અને જણાવતા રહેવા સાથે સંયમમાર્ગમાં સંચરતા સંયમીઓનું બહુમાન ગણતા અને પ્રકાશતા રહેવું જોઇએ, પણ આ વસ્તુસ્થિતિ તેઓમાંજ હોય કે જેઓ સંયમથી પતિત થયા છતાંપણ સમ્યક્ત્વથી પતિત ન થએલા હોય તેમને માટે જ શાસ્ત્રકારોએ જણાવેલી છે, તેથી તેવી જ સ્થિતિવાળા માટે તે યોગ્ય હોય અને ઇતર સ્થિતિવાળા ઇતર માર્ગ ગ્રહણ કરે અને કરાવે તેને બદલે શું કહી શકાય ?

તત્ત્વમાં એટલું જ કહેવાનું કે ચક્રવર્તી મહારાજા ભરત તેવા પતિતોના પડછાયે પણ નહિ જવાવાળા હોવાથી મરીચિકુમાર પિતાને શરણે જઇ શક્યા નહિ.

એટલે પરિષહથી હારી જવાને લીધે સાધુપણુ પળાતુ નથી અને ભરતની લજ્જાએ ઘેરે પણ જવાતુ નથી તો કેવી રીતે હવે જીવનનિર્વાહ કરવો એવી વિમાસણમા મરીચિકુમાર પડે તે સ્વાભાવિક છે

વર્તમાનમા કેટલાક સાધ્વાભાસો સયમના મૂળગુણો નહિ પાળતા ઘેરે જવુ અનુચિત ગણી પાપાચરણોનો પોટલો માથે ચઢાવે છે તેવી રીતે વર્તવુ મરીચિકુમારને યોગ્ય ન લાગે તે સ્વાભાવિક છે

આવા કોઈપણ કારણથી તે મરીચિએ વ્યવહારથી સાધુપણાથી ભિન્ન વર્તાવ જણાવવા સાથે બની શકે તેટલો પાપનો પરિહાર રાખવાનો વિચાર કર્યો અને તેથીજ તે મરીચિકુમારે દેશવિરતિમાર્ગમા દાખલ થઇ શકે તેવો વર્તાવ અને પરિવ્રાજકનો વેષ આદર્યો

## મરીચિની શુદ્ધ પ્રરૂપણા

જગતના સ્વાભાવિક નિયમ પ્રમાણે તે પરિવ્રાજકનો ભગવો વેષ વિગેરે નવીન હોઈ, તે તરફ લોકો દિદૃક્ષા અને જિજ્ઞાસાદિક ધરાવે તે સ્વાભાવિક છે, અને તેથી જ સયમમાર્ગને શુદ્ધ રીતે પાલન કરનારા શ્રમણનિર્ગ્રંથો પાસે લોકોનો જે દરોડો પડે, તેના કરતા અધિક લોકોનો દરોડો તે મરીચિકુમાર પાસે પડવા લાગ્યો આ દરોડો કેવળ સામાન્ય મનુષ્યોનો હતો એમ નહિ, પણ મોટા મોટા રાજકુમાર વિગેરે મહર્ધિક મનુષ્યો પણ તે નવીનતાની દિદૃક્ષા અને જિજ્ઞાસા ધરાવતા તેની પાસે ટોળાબધ આવતા હતા પણ તે મરીચિકુમાર તે નવની જિજ્ઞાસાની તૃપ્તિ કરતા સમ્યગ્ જિનેશ્વર મહારાજના નિરૂપણ કરેલા માર્ગને જ તેઓ જણાવે છે અને સ્વાભાવિક રીતિએ બનવુ શકય છે, તેમ તે લોકો તેમની નવીનતાનો પ્રશ્ન કરતા હતા

જગતમા સામાન્ય રીતે શુદ્ધ માર્ગને શુદ્ધ માર્ગ તરીકે અને અશુદ્ધ માર્ગને અશુદ્ધ માર્ગ તરીકે નિરૂપણ કરવો તે મુશ્કેલ નથી પણ પોતાની જાતને અગે આવી પડતા પ્રશ્નમા પોતાના અશુદ્ધ વર્તનને અશુદ્ધ વર્તન તરીકે જાહેર કરવો એ ઘણુ જ અશકય છે

જોકે કેટલાકો નાકકટ્ટાની ટોળી વધારવાની નીતિને અનુસરવાવાળા બીજા સર્વની અધમતા જણાવવા માટે પોતાના નામે અધમતાજ જણાવવા તૈયાર થાય પણ પોતાનું સંયમ માટેનું અસામર્થ્ય જાહેર કરવા સાથે માર્ગમાં રહેલા મહામુનિઓના સંયમપણાના ગુણો ગાવા એ અશક્ય નહિ તો દુઃશક્ય તો જરૂર જ છે, પણ તેવા દુઃશક્ય માર્ગમાં પ્રયાણ કરતાં મરીચકુમારને અંશે પણ સંકોચ થયો નહિ.

## મરીચિની મનોદશા

કેટલાક માર્ગથી પતિત થએલા લોકો પોતાના આત્માને માર્ગથી ખસેલો માનવાવાળા અને માર્ગસ્થિત બીજા મહાનુભાવોને માર્ગમાં ચાલવાવાળા છે એમ બહુમાનપૂર્વક માનવા છતાં પણ માર્ગસ્થ જનોની વૃદ્ધિને કે સ્વકલ્પિત માર્ગને અનુસરનારાઓની અલ્પતાને સાંખી શકતા નથી, પણ આ મરીચિકુમાર તે વિષમ દશામાં કોઈ પણ પ્રકારે હતવીર્ય થયો નથી, પણ ઉલ્લસિત વીર્યે તેવા પંથમાં જ તેણે સતત પ્રયાસ શરૂ રાખ્યો છે અને તેથી જ તે નવીનતાની દિદૃક્ષા અને જિજ્ઞાસાથી આવેલા સમગ્ર લોકોને તે મરીચિકુમાર શ્રમણમાર્ગની દેશના આપી તે શ્રમણમાર્ગ લેવા તૈયાર કરી શ્રમણ સિંહોની પાસે જ મોકલી આપે છે.

## મરીચિની માર્ગરૂચિ

અહીં ખાસ વિચારવાનું એ છે કે–વર્તમાન શાસનના માલિક ભગવાન્ મહાવીર મહારાજ મરીચિના ભવમાં પરિવ્રાજકપણું લીધા પછી પણ કેટલા બધા જિનેશ્વર મહારાજે નિરૂપણ કરેલા માર્ગની તરફ અભિરૂચિવાળા હતા જેથી કે તેઓ પરિવ્રાજકપણામાં પણ અન્ય જીવોને ઉપકાર કરવામાં તત્પર થયેલા હતા.

કેમકે સામાન્ય રીતે જિનેશ્વર મહારાજના માર્ગના વેષને ધારણ કરનારા જીવો પણ જ્યારે પાસત્થા, ઓસન્નાદિ કુગુરુપણાની સ્થિતિમાં જઇ પડે છે ત્યારે તેઓને અન્ય સંવિગ્ન આચારવાળા અપ્રતિબદ્ધ–

વિહારીઓનું સન્માન સહન થવુ મુશ્કેલ પડે છે અને ઇર્ષ્યાના આવેશમા તેઓ સ વેગીના આચારને શાસ્ત્રથી વિરૂદ્ધપણે જણાવવા કે લોકોને આચરવા યોગ્ય નથી અગર માયાચાર છે વિગેરે કહી સન્માર્ગની નિંદા કરે છે, અને પોતાની પાસે સન્માર્ગ શ્રવણ કરવાની બુદ્ધિએ આવેલા મુમુક્ષુ જીવોને તે સ વેગીઓના સન્માર્ગથી દૂર રાખવાનાજ સતત પ્રપચો કરે છે, એટલુજ નહિ પણ પોતાના અ ગીકાર કરેલા અનાચારો શાસ્ત્રથી વિરૂદ્ધ અને ભવોદધિમા ડૂબાડ નારા છતા તે અનાચારોને સદાચાર તરીકે ગણાવવા મહેનત કરે છે

## મરીચિની આદર્શ સ વિગ્ન-પાક્ષિકતા

વેષધારી પાસત્થાદિકોની આવી સ્થિતિને જાણનારો અને વિચાર નારો મનુષ્ય સમજી શકે છે કે-મરીચિકુમાર પરિવ્રાજક થયો છતા પણ જે સન્માર્ગનીજ મહત્તા શ્રોતા આગળ સ્પષ્ટપણે જાહેર કરે છે અને શ્રોતા શ્રદ્ધા, પ્રતીતિ અને અભિરૂચિવાળો થઇને જ્યારે ઉચ્ચતમ માર્ગે આવવા માટે તૈયાર થાય અને તે મરીચિ પરિ વ્રાજકની પાસેજ ત્યાગમાર્ગ ગ્રહણ કરવા માગે તે વખતે જો આ મરીચિ યથાર્થ પ્રરૂપણા અને પરોપકારની પરમ કોટિએ ન પહો ચેલો હોત તો જે સ્થિતિ મરીચિએ જાળવી તે સ્વપ્ને પણ બીજાથી જાળવી શકાત નહિ

પ્રાચીનકાળની હકીકતનો તો આ લેખક કે વાચકોને અનુભવ ન હોય તે સ્વાભાવિક છે, પણ વર્તમાનનો વર્તાવ જોતા કોઇપણ સ્થાન એવા વર્તાવવાળુ જોવામા આવ્યું નથી કે આવવાનો સ ભવ પણ નથી કે જે મનુષ્ય ત્યાગી થયા પછી ત્યાગમા તેને યથાર્થ રીતે ન પાળી શક્યો હોય અને પોતાની અશક્તિના કે પતિત પરિણામના કારણથી સાધુપણાના શુદ્ધ આચારોને ન પાળતા હીનઆચારપણાને પાળતો હોય, છતા શાસ્ત્રમા કહેલા સ વિગ્નપાક્ષિકોની માફક શુદ્ધ માર્ગની જ પ્રરૂપણા કરે એટલુ જ નહિ પણ અ ગુલિનિર્દેશ કરી અન્ય મહાપુરૂષોને જ મહાપુરુષો તરીકે ઓળખાવે

## આત્મપ્રશંસા-પરનિંદાની વિષમતા

ધ્યાનમાં રાખવા જરૂર છે કે ઉપદેશકોએ સર્વધર્મવર્તનનો કે ઉત્કૃષ્ટ ધર્મવર્તનનો પોતામાંજ ઇજારો રહેલો માનવો એ સંવિગ્નપાક્ષિકોને પણ ન શોભે તેવો વર્તાવ છે સામાન્ય રીતે આત્મપ્રશંસા એ સજ્જનોને ઉચિત નથી, ભવાંતરને માટે પણ આત્મપ્રશંસા તે પ્રશંસકના આત્માને અધમગતિમાં લઈ જનાર હોવાથી કેવળ અહિત કરનારી છે, તો પછી આત્મપ્રશંસાની સાથે જો પરનિંદાનો પ્રસંગ ઉપદેશક તરીકે ગણુતા આચાર્યો, ઉપાધ્યાયો, પંન્યાસો, ગણિઓ કે મુનિમહારાજાઓ તરફથી હોય તો એમ કહેવુંજ જોઇએ કે કડવા તુંબડાના શાકમાં સોમલનો વઘાર થએલો છે.

## પક્ષપાતવાળી આત્મપ્રશંસાનું જોખમ

આ ઉપર જણાવેલી વિદ્યમાન ગુણોની પણ આત્મપ્રશંસા બીજા અવગુણો ન હોય તોપણ સજ્જનોને શોભે તેમ નથી, તો પછી પોતાના કે પોતાના સમુદાયના અનેક અવગુણો પોતાના લક્ષ્યમાં હોવા છતાં તથા અન્ય વ્યક્તિ કે અન્ય સમુદાયના અનેક ગુણો પોતાન અનુભવમાં હોવા છતા માત્ર એકાદ માની લીધેલા ગુણને અંગે સ્વ કે સ્વસમુદાયની પ્રશંસા કરવમાં આવે, અને અન્ય કે અન્ય સમુદાયના સાચા તો શું પણ માની લીધેલા અવગુણોને નામે નિંદા કરવામાં આવે તો તે આત્મપ્રશસક અને પરનિંદકની ગતિ અને પરિણતિ કેવી હોય? તે વિચારવાનું વાચકોને જ સોંપવુ યોગ્ય છે.

શાસ્ત્રકારો તો **શ્રી દશવૈકાલિક** વિગેરે આગમોદ્વારા પાસત્થા, ઓસન્ન, અને કુશીલિયા વિગેરેની પણ નિંદા કરવાની મનાઇ કરે છે તો પછી જેઓ ઇર્ષ્યાની ખાતરજ માત્ર પોતાનાજ સમુદાયના અવયવની હીનતા ભદ્રિક લોકોની આગળ જાહેર કરી નિંદકની કોટિમાં પોતના આત્માને દાખલ કરે, તેવા મનુષ્યને શાસ્ત્ર અપેક્ષાએ કઇ સ્થિતિ હોય તે સર્વજ્ઞ ભગવાન શિવાય અન્યને જાણવું મુશ્કેલ છે

## મરીચિકુમારની ઉચ્ચ મનોદશા

આ પૂર્વે જણાવેલી હકીકત કોઈની પણ નિંદા કે પ્રશંસા મટે-

નથી, પણ મરીચિકુમારે પરિવ્રાજકપણામા પણ જે સન્માર્ગની દેશના આપી અને જે દેશનાને લીધે શ્રોતામાથી ઘણો સારો ભાગ ત્યાગમાર્ગ લેવા તૈયાર થાય છે અને તે પણ ખુદ મરીચિપરિવ્રાજક પાસે જ શિષ્યવૃત્તિ કરી ત્યાગમાર્ગ આચરવા માગે છે, તે દેશના કેટલી બધી ઉત્કૃષ્ટ હોવી જોઇએ? તેનો વિચાર કરવાની સાથે એ પણ વિચારવું જોઇએ કે-તેઓ ત્યાગને સન્મુખ થએલા એટલુ જ નહિ પણ પોતાની પાસે જ શિષ્ય થવા તૈયાર થએલાની આગળ પોતાથી સર્વથા ભિન્ન વેષવાળા અને આચારવાળાની પ્રશસા કરવી અને તે એટલા જ માટે કે તે ત્યાગમાર્ગ લેવા માટે તૈયાર થએલો મનુષ્ય કે તેનો સમુદાય મારી પાસે શિષ્યવૃત્તિ ન ગ્રહણ કરે પણ આત્માના કલ્યાણમા કટિબદ્ધ થએલા ઉચ્ચતમ કોટિમા વર્તતા સાચી રીતે ભવસમુદ્રથી તારનારા આ અન્ય મહાત્માઓ જ છે, અને તેઓની પાસે જ આ શ્રોતાવર્ગ જો શિષ્યવૃત્તિ આચરે તો જ તેઓનુ કલ્યાણ છે, એવી ધારણા રાખી એ અન્ય મહાત્માઓની પ્રશસા કરવી જરૂરી ગણી છે

આ ઉપરથી મરીચિપરિવ્રાજકનો આત્મા શ્રોતાઓને ભવોદધિથી તારવારૂપી પરોપકાર કરવા માટે કેટલા બધા સ્વાર્થનો ભોગ આપે છે, એ સમજવુ સામાન્ય મનુષ્યને માટે પણ અશકય નથી સામાન્ય ગતે અન્યની પ્રશસા કરવાદ્વારાએ પોતાના સ્વાર્થનો ભોગ આપી, પરોપકાર કરવો મુશ્કેલ છે, તો પછી પોતાના શ્રોતાવર્ગ આગળ પોતાની અધમતા જાહેર કરી, શ્રોતાને ભવોદધિથી તારવારૂપી પરોપકાર માટે કેવળ કટિબદ્ધ રહેવું એ કેટલુ બધુ મુશ્કેલ છે એ તો દરેક વાચક સહેજે સમજી શકે તેમ છે

## મરીચિની મનોદશાનુ રહસ્ય

સામાન્ય રીતે સામાન્ય શ્રોતાજનોને ઉત્તમ માર્ગ ઉપર ચાલ નારા મુનિઓની પ્રશસા કરી, ઉત્તમ મુનિઓની સેવામા દોરવા અને પોતાની ઉતરતી સ્થિતિ શ્રોતાની પૃચ્છા વગર પણ જાહેર કરી પોતાની સ્થિતિથી વિમુખ કરવા તત્પર રહેવું એ મુશ્કેલ છે, તો

પછી રાજકુમારાદિ જેવા મહર્દ્ધિક અને શાસનને શોભાવવા સાથે તેના ગુરુને અને તેના મતને શોભાવનાર પુરુષો શ્રોતા તરીકે આવ્યા હોય અને તેવા રાજકુમારાદિ મહર્દ્ધિકો જ્યારે પોતાના મતમાં દાખલ થવા માગતા હોય ત્યારે અન્ય ઉત્તમ માર્ગે ચાલનારા મુનિઓની પ્રશંસા કરી, તે મહર્દ્ધિક રાજકુમારાદિકને હંમેશને માટે પોતાથી સંબંધ વગરના કરી, તે ઉત્તમ માર્ગે ચાલનારા મુનિઓની પાસે મોકલવા તે પરોપકારને માટે કેટલો સ્વાર્થનો ત્યાગ છે? તે સમજવું મુશ્કેલ નથી

વળી મહર્દ્ધિક એવો રાજકુમાર દેશનાથી ઉત્તમમાર્ગે જવાને માટે તૈયાર થયો હોય તેને 'તીર્થંકર મહારાજે પ્રરૂપેલા સાચા માર્ગે ચાલનારા મહાપુરુષોની જ ઉત્તમતા છે' એમ જણાવવા સાથે 'પોતાના માર્ગમાં કોઈપણ પ્રકારે ઉત્તમતા નથી' પણ અધમતા જ છે અને તેથી 'આ મારો માર્ગ, મારા જેવા પાપી આત્માને માટે જ લાયક છે' એમ સૂચવી મહાપુરુષો પાસે ઉત્તમ માર્ગ ગ્રહણ કરવાને માટે મોકલે, છતાં તે રાજકુમારની કોઈ તેવી જ ભવિતવ્યતા હોવાને જ લીધે તે રાજકુમારને તે ઉત્તમ માર્ગ જેમ કાગડાને દ્રાક્ષ રૂચે નહિ તેવી રીતે રૂચે નહિ, અને તે જ પાછો અધમમાર્ગમાં પ્રવર્તેલા ઉપદેશક પાસે આવે, અને ભગવાન્ તીર્થંકર મહારાજે નિરૂપણ કરેલો અને ભવભીરૂ સંવિગ્ન મહાત્માઓએ આચરેલો જે માર્ગ તમે જણાવ્યો છે તે મને રૂચતો નથી એમ સ્પષ્ટપણે જાહેર કરી તે અધમમાર્ગે રહેલા ઉપદેશકનો શિષ્ય થવા પોતાની ઇચ્છા જાહેર કરે, તે વખતે તેવા રાજકુમારની ઇચ્છાને ન અનુસરવું અને લોભ તથા માનની ઇચ્છામાં ન તણાવવું પરંતુ ફરી પણ સ્પષ્ટપણે તે ઉત્તમ માર્ગને લેવા માટે તૈયાર કરવા રાજકુમાર જેવા શ્રોતાની આગળ તે તીર્થંકર ભગવાનના માર્ગની અને તેને અનુસરનારા મહામુનિઓની જ ઉત્તમતા જાહેર કરવાપૂર્વક પોતાની અધમતા સ્પષ્ટ શબ્દોમા જાહેર કરી તે રાજકુમાર શ્રોતાને તેની મરજી વિરૂદ્ધ પણ ઉત્તમમાર્ગનું આચરણ કરવા ઉત્તમ મુનિઓ

પાને મોકલવો એ એક અસભવિત નહિ તો દુસભવિત તો જરૂર જ છે

મરીચિની શુદ્ધ-ભાવનાભરી ઉપદેશકતા

અહીં એક વાત ધ્યાનમા રાખવાની છે કે કેટલાક ગ્રથકારોના કહેવા પ્રમાણે આ કપિલ નામના રાજકુવરનુ ઉપર જણાવેલુ વૃત્તાત ભગવાન્ શ્રી ઋષભદેવજીની હયાતિમા બનેલુ છે, અર્થાત્ એ વચન પ્રમાણે એમ કહી શકાય કે તે મરીચિ પરિવ્રાજકનો ઉપદેશક પણાનો પ્રભાવ એટલો બધો વિચિત્ર હતો કે જે પ્રભાવમા અજાએલો કપિલ નામનો રાજકુમાર સાક્ષાત્ તીર્થંકર ભગવાન્ ઋષભ દેવજી અને તેમના પરિવારની સેવાના અને તેમના આચરેલા આચારમા વર્તવાના લાભને પણ ધ્યાનમા નહિ લેતા તે મરીચિકુમાર પરિવ્રાજક પાસે જ ત્યાગ માર્ગને ગ્રહણ કરવા આવે છે આવે વખતે પણ તે મરીચિપરિવ્રાજક તો પોતાના નિત્ય નિયમ પ્રમાણે તે કપિલ રાજકુમારને ભગવાન્ તીર્થંકરના માર્ગની ઉત્તમતા જણાવવા સાથે પોતાના માર્ગની અધમતા જણાવી તે કપિલકુમારને બીજી વખત પણ સન્માર્ગે જવા માટે શ્રી તીર્થંકર ભગવાન પાસે મોકલે છે

અન્ય કેટલાક ગ્રથકારોના કહેવા પ્રમાણે તો ભગવાન્ શ્રી ઋષભ દેવજી નિર્વાણ પામ્યા પછી કપિલકુમારનો પ્રસગ બને છે, તો ત્યા પણ ભગવાન્ ઋષભદેવજી મહારાજના મોક્ષથી લાખ ક્રોડો સાગરો પમો સુધી પટ્ટપરપરાએ મોક્ષમાર્ગ પ્રવર્તેલો હોવાથી મોક્ષમાર્ગની સીડીએ ચઢવાવાળા મહાન્ સિદ્ધપુરુષોની પાસે તે કપિલરાજકુમારનું સન્માર્ગના ઉપદેશક એવા મરીચિના કહેવાથી જવુ થયુ અને તે સિદ્ધપુરુષોનો મોક્ષપદને પમાડનારો અવ્યાહત માર્ગ તે કપિલને ન રૂચ્યો અને તે મરીચિ પરિવ્રાજકના ઉપદેશ તરફ અત્યત આકર્ષાએલો હોઈ પાછો તે મરીચિ પાસે જ આવ્યો, અને તે સિદ્ધપુરુષોનો મોક્ષ માટે અવ્યાહત એવો પણ માર્ગ પોતાને રૂચ્યો નહિ અને પોતે તમારી જ પાસે એટલે મરીચિપરિવ્રાજક પાસે જ જે પરિવ્રાજકપણારૂપ માર્ગ છે તેજ તેને અનુસરવા માગે છે એમ સ્પષ્ટ

શબ્દોમાં જણાવ્યું.

## કપિલરાજકુમારને મરીચિની સમજાટ

આવી રીતે કપિલરાજકુમાર અસાધારણ રીતે અનુરાગવાળો થઇ મરીચિ પાસે જ પરિવ્રાજકપણું લેવાની માગણી કરે છે. ત્યારે તે વખતે પણ મરીચિપરિવ્રાજક તે ભગવાન્ ઋષભદેવજીના શાસનમાં પ્રવર્તનારા સિદ્ધપુરુષોની ખરેખર ઉત્તમમાર્ગના પ્રયાણના કારણે મહત્તા જણાવવા સાથે પોતાની હીનતા અને અધમગતિની પ્રયાણતા જણાવી સ્પષ્ટ રીતે પોતાની અશક્તિ અને આસક્તિ જાહેર કરે છે, અને એવી રીતે તીર્થવર્તી મહાનુભાવોની ઉત્તમતા અને પોતાની અધમતા જાહેર કરીને જ માત્ર નહિ બેસી રહેતાં તે કપિલ રાજકુમારને બીજી વખત પણ ભગવાન્ ઋષભદેવજી પાસે કે સિદ્ધપુરુષો પાસે મોકલે છે.

આ બધી હકીકત વિચારતા વાચકોને સ્પષ્ટપણે માલમ પડશે કે તે મરીચિકુમાર પોતે અશક્તિ કે આસક્તિને લીધે ત્રિલોકનાથ તીર્થંકરના સંયમમાર્ગથી દૂર થયો છે, છતાં પણ અન્ય જીવોને ભગવાન્ તીર્થંકરના સન્માર્ગમાં દાખલ કરવા માટે કેટલા બધા સ્વાર્થભોગ સાથે પ્રયત્ન કરવામાં કટિબદ્ધ થયો છે. આવી રીતે પતિતદશામાં પણ સ્વાર્થનો ભોગ આપી પોતાની અધમતા જાહેર કરવાપૂર્વક તીર્થવર્તી મહાનુભાવોની ઉત્તમતા જે કપિલને સન્માર્ગે લઇ જવા માટે જાહેર કરી છે, તે તેની મોક્ષમાર્ગના ઉપદેશરૂપી પરોપકારપરાયણતાને કોઇ પણ પ્રકારે ઘટિત થયા વગર રહેતી નથી.

## વર્ત્તમાન દશાનો વિચાર

આ મરીચિપરિવ્રાજક અને કપિલરાજકુમારના પ્રસંગમાં એ વાત પણ જરૂર ધ્યાનમાં રાખવાની છે કે અન્ય કહેવાતા સન્માર્ગપ્રરૂપકો જ્યારે નિરાધાર નથી હોતા, ત્યારે પણ અન્ય મહાનુભાવોના સદ્‌ગુણો અને પોતાના દુર્ગુણોને (આવેલો ભક્ત ભાગી ન જાય તે અપેક્ષાએ) કહેવાને તૈયાર નહિ થતાં આવેલા ભક્તે સાંભળેલા પણ અન્ય મહાનુભાવોના સદ્‌ગુણોને અનેક કલ્પિત રીતિએ વખોડીને

તથા અછતા અવગુણોને કલ્પનામાત્રથી દેખાડીને વળી સદ્ગુણોને પણ અવગુણરૂપે દેખાડીને આવેલા ભક્તને પોતાની સેવામા જોડવા તૈયાર થાય છે, ત્યારે આ મરીચિપરિવ્રાજક નિરાધાર દશામા પડેલો છતા સન્માર્ગના સ્વરૂપકથનરૂપી શુદ્ધ દેશનાને કેટલી બધી અને કેવા પ્રસગે જાળવે છે તે ખરેખર વિચારવા જેવુ જ છે

## મરીચિની મનોદશાની કસોટી

વાચકો પ્રતિવર્ષ પર્યુષણાના દિવસોમા અદ્વિતીય મગળકારી પર્યુષણાકલ્પને સાભળે છે, અને તેથી તેઓને સારી રીતે જાણવામા આવેલુ હશે કે મરીચિપરિવ્રાજક પરિવ્રાજકપણાની સ્થિતિમા આવ્યા પછી અનેક રાજકુમારોને સન્માર્ગનો પ્રતિબોધ આપી શાસનના ધોરી સત્પુરુષો પાસે દીક્ષા લેવા મોકલી આપે છે, છતા જ્યારે તે મરીચિપરિવ્રાજક અત્યત બિમાર થાય છે અને ગોચરી તો શુ પણ પાણી લાવવાનાં પણ અડચણ પડે છે, નથી તો તે પૂર્વ કાળના અત્યત પરિચિત મહામુનિઓ તે મરીચિકુમારને અસયત ધારીને તેનુ વૈયાવચ્ચ કરતા, તેમજ તે મરીચિકુમાર પરિવ્રાજકે પ્રતિબોધ આપીને મુનિમહારાજાઓ પાસે જેઓને ચારિત્ર લેવા મોકલ્યા છે અને તે મરીચિપરિવ્રાજકના પ્રતાપે ચારિત્રને પામ્યા છે તેવા રાજકુમારાદિ નિર્ગ્રંથો પણ તે અત્યત બિમાર એવા મરીચિ પરિવ્રાજકનું અસયતપણું ધારીને જ વૈયાવચ્ચ કરતા નથી

આ બધી હકીકતથી સ્પષ્ટ થશે કે મરીચિપરિવ્રાજક ઉપદેશની શૈલીને અગે અત્યત પ્રભાવશાળી છતા પણ કેવળ નિરાધાર સ્થિતિ મા જ તે મરીચિપરિવ્રાજક સત્પુરુષોની ચરણસેવા આત્માને ઉદ્ધાર નારી અને ધર્મનુ કારણ છે એવા વિચારથી કે અન્ય કોઈ પણ વિચારથી તે માગ વર્તી સત્પુરુષોથી જુદો પડતો નથી, એને કેટલાક ગ્રથકારોના હિસાબે ભગવાનના શાસનમા રહેલા નિદ્ધપુરુષો સાથેજ વિહાર છે, અને સાથે જ રહે છે

## મરીચિની ઉત્તમતા જણાવનાર આદર્શ ઉપદેશ પ્રવૃત્તિ

ઉપર જણાવેલી ગ્લાનદશામા પણ નિરાધારપણાનો ખરેખરો

અનુભવ તે મરીચિપરિવ્રાજકને થએલો હતો અને તે અનુભવની વખતે દુનિયામાં બને છે તેમ ભીડને ભાંગવાવાળા ભેરૂને ભેટવા તેને તાલાવેલી થઇ, પણ ઉત્તમપુરુષોની ઉત્તમતાનો એ જ પ્રભાવ હોય છે, કે તેઓ ઉન્માર્ગ અને અધમપ્રવૃત્તિના વિચારવાળા લાંબો કાળ હોય નહિ, અને તેથી તે મરીચિપરિવ્રાજકનું નિરાધારપણું એમને એમ રહેવા છતાં જ્યારે તે આરોગ્યદશામાં દાખલ થયો ત્યારે તે પોતાના નિરાધારપણાને સર્વથા ભૂલી ગયો અને તેથી ગ્લાનદશા આવવા પહેલાં જેવી રીતે રાજકુમારાદિકોને સન્માર્ગનો પ્રતિબોધ આપી મુનિ મહારાજાઓની ઉત્તમતા અને પોતાની અધમતા જણાવવાપૂર્વક સન્માર્ગવર્તી મહામુનિઓ પાસે ચારિત્ર લેવડાવતો હતો, તેવી જ રીતે તે મરીચિપરિવ્રાજક ગ્લાનદશામાં નિરાધારદશાનો અનુભવ કર્યા પછી અને ભીડ ભાંગનારા ભેરૂને ભેળવવાની ભાવના થયા પછી પણ અનેક રાજકુમાર વિગેરેને પ્રતિબોધ આપી, સન્માર્ગવર્તી મુનિમહારાજાઓની ઉત્તમતા અને પોતાની અધમતા જણાવવાપૂર્વક ચારિત્ર ગ્રહણ કરાવતો જ રહ્યો.

જો કે પરિવ્રાજકપણું લીધું ત્યારથી જ એકાકી, અદ્વિતીય હોવાને લીધે તે મરીચિકુમાર પરિવ્રાજકની નિરાધારતા હતી જ, અને ગ્લાનદશામા પોતાની તે નિરાધારતાનો તેને પૂરેપૂરો અનુભવ થવા સાથે ભીડને ભાંગનાર ભેરૂને ભેળવવાની ભાવના થઈ પણ હતી, છતાં તે મરીચિના જીવની ઉત્તમતાને લીધે કે પરોપકારવૃત્તિની પરાકાષ્ઠાને લીધે અથવા સ્વાત્માને અપકાર થએલો છતાં પણ અન્ય આત્માને અપકાર ન જ કરવો જોઇએ એવી વૃત્તિને લીધે અગર તો કોઇ પણ કારણથી તે મરીચિપરિવ્રાજક આરોગ્ય દશામાં આવ્યા પછી પણ હમેશાં અનેક રાજકુમારાદિકોને પ્રતિબોધ આપી સન્માર્ગવર્તી મુનિઓની ઉત્તમતાની પ્રશંસા અને પોતાની અધમતાની નિંદા જણાવવાપૂર્વક સન્માર્ગવર્તી મુનિઓ પાસે ચારિત્ર ગ્રહણ કરાવે છે.

**કપિલને ત્રણ વાર ધકેલે છે તેનું રહસ્ય**

જો કે કપિલરાજકુમારના પ્રસંગમાં ત્રીજી વખત પણ સન્માર્ગ-

વર્તી મુનિઓની ઉત્તમતા અને પોતાની અધમતા જણાવવાપૂર્વક સાધુપુરુષોની સેવામા ચારિત્ર લેવા માટે મોકલે છે અને તે કપિલ રાજકુમાર ત્રીજી વખત પણ ભગવાન્ શ્રી **ઋષભદેવજી**ની પાસે કે સન્માર્ગવર્તી મુનિઓની પાસે તે મરીચિપરિવ્રાજકના કહેવાથી જ ગયે છે અને તે ભગવાન્ કે સન્માર્ગવર્તી મુનિઓની પાસે ચારિત્ર લેવાના પરિણામ થયા નહિ એટલુ જ નહિ પણ તે કપિલ રાજકુમાર મરીચિપરિવ્રાજકે પોતાની અરૂચિ છતા ઘણી વખત મોકલેલો હોઇ, ઘણો જ ચીઢાઇ ગયો એમ કહીએ તો ખોટુ નથી, કેમકે ત્રીજી વખત ભગવાન્ **ઋષભદેવજી** પાસે કે સન્માર્ગવર્તી મુનિ મહારાજાઓ પાસેથી પાછો આવ્યો ત્યારે કપિલરાજકુમાર મરીચિપરિવ્રાજકને એજ શબ્દો કહે છે કે "શું તમારા માર્ગમા એટલે પરિવ્રાજકપણામા સર્વથા ધર્મ નથી ?"

આ વાકયનો ભાવાર્થ વિચારતા એ અર્થ સ્પષ્ટ થાય છે કે મને તમે વારવાર ભગવાન્ ઋષભદેવજી કે સન્માર્ગવર્તી મુનિઓ પાસે ઉત્તમ ધર્મ હોવાને નામે મોકલો છો અને તમારી પાસે હુ આવીને શિષ્ય થવા વારવાર માગણી કરૂ છુ ત્યારે તમો પોતાની સયમથી પતિતદશા જણાવી અધમતા જણાવવાપૂર્વક મને શિષ્ય કરવાની ના પાડો છો તો તમે જો કે સયમ માર્ગથી પતિત થયા છો એમ સ્પષ્ટ જણાવો છો અને તમારા આત્મામા કષાયસહિતપણુ હોવા સાથે નિષ્કચનપણુ નથી એમ જણાવો છો, છતા હું વારવાર પ્રભુ **ઋષભદેવજી** અને સન્માર્ગવર્તી મુનિઓ પાસે તમારા મોકલવાથી જઈ આવ્યો છુ, પણ મને તે માર્ગ રૂચતો નથી, તો હવે તમારામા કઇ પણ અશે ધર્મ છે કે નહિ ? કપિલરાજકુમારના આ કથનની અસર મરીચિ ઉપર જબરદસ્ત થઇ અને તેથી અત્યાર સુધી પરોપકારવૃત્તિને અગે જે ધર્મોપદેશની પ્રવૃત્તિનો પ્રબધ ચાલતો હતો, તે ઉથલી ગયો, ગ્લાનપણામા અનુભવેલી નિરાધાર દશાનો આબેહૂબ ખ્યાલ ખડો થયો, ભીડ ભાગનાર ભેરૂને ભેળવવામા મરીચિનો આત્મા ઉત્સાહિત થયો અને તેથી પરોપકારપરાયણતાની વૃત્તિને

વેગળી મૂકી તે મરીચિપરિવ્રાજકે કપિલરાજકુમારને જણાવ્યું કે—'**कविला! इत्थंपि इहयंपि** એટલે હે કપિલ! અહીં પણ છે અને અહીં પણ છે.'

**इत्थंपिનું રહસ્ય**

સામાન્ય રીતે આ વાક્યનો અર્થ જૈન માર્ગમાં પણ ધર્મ છે અને પરિવ્રાજક માર્ગમાં પણ ધર્મ છે એવો કરવામાં આવે છે, પણ આવો અર્થ કરતા તે મરીચિની દશા પૂર્વાપર વ્યાઘાતવાળી થાય, કેમકે તેજ મરીચિપરિવ્રાજકે ભગવાન્ જિનેશ્વરના મતમાં વર્તવાવાળા સાધુઓમાં સંપૂર્ણ ધર્મ છે એમ અનેક વખત જાહેર કર્યું છે, અને સાથે એ પણ જાહેર કર્યું જ છે કે હું એ ઉત્તમ એવા સંપૂર્ણ સંયમધર્મથી પતિત થયેલો છુ. આવી અનેક વખત તેજ કાળમાં પ્રરૂપણા થએલી હોવાથી પોતે તે પ્રરૂપણાની વિરૂદ્ધ બોલે એ યુક્તિયુક્ત નથી એટલું જ નહિ પણ સંભવિત પણ નથી, અને તેથી આચાર્ય મહારાજ મલયગિરિજીએ '**इत्थंपि**' પદનો જે અર્થ કર્યો છે, તે વધારે અનુકૂળ થઇ શકશે.

આચાર્ય મહારાજ મલયગિરિજીએ શ્રી આવશ્યકનિર્યુક્તિની ટીકામા **इत्थंपि**નો એવો અર્થ કર્યો છે કે "**ભગવાન્ ઋષભદેવજીના અને સન્માર્ગવર્તી મુનિઓના આચારમાં સંપૂર્ણ ધર્મ છે.**" આવી રીતે ભગવાન્ તીર્થંકર અને સન્માર્ગવર્તી મુનિઓના આચારને **इत्थं** શબ્દથી સૂચવવા સાથે તેમાં સંપૂર્ણ ધર્મ પણ સૂચવ્યુ છે. શ્રી ભગવતી સૂત્રના **इत्थंपि गमणिज्जं, इहंपि गमणिज्जं** એ સૂત્રના અર્થમાં **इत्थंपि**ની જગો ઉપર પ્રશ્નકાર ભગવાન્ ગૌતમસ્વામીજીથી ભિન્ન એવા ત્રિલોકનાથ શ્રમણ ભગવાન્ મહાવી મહારાજના આત્માનો નિર્દેશ કરવામાં આવ્યો છે, તેવી રીતે અહીં પણ **इत्थंपि** શબ્થી તે મરીચિ અને કપિલથી દૂર રહેલો એવો સંપૂર્ણ ધમણમાર્ગ લેવામાં આવ્યો છે, અને સંપૂર્ણ શ્રમણમાર્ગ **इत्थंपि** શબ્દથી લીધેલો હોવાથી તેમાં સંપૂર્ણ ધર્મ પ્રથમથી જ દેશના-

દ્વારાએ સાબીત કરેલો હોવાથી માત્ર તેનો અનુવાદ જ અહીં આગળ કરેલો છે

### इहयपि નું રહસ્ય

વળી જેવી રીતે શ્રીભગવતીજીના इत्थयि સૂત્રમા इहयपि શબ્દથી પ્રશ્નકાર ગૌતમસ્વામીજીનો જ આત્મા નિર્દિષ્ટ કરાએલો છે, તેવી રીતે અહીં પણ इहयपि શબ્દથી મરીચિપરિવ્રાજકનો ધર્મ નિર્દિષ્ટ કરાએલો છે, પણ પોતાના પરિવ્રાજકપણામા શ્રમણમાર્ગના ધર્મનો અશ પણ નથી એમ અનેક વખત પોતે જણાવી ગયો છે, છતા અત્યારે તે કપિલરાજકુમારના સજોગને અગે બુદ્ધિનો પરાવર્ત પામ્યો અને અઢાર હજાર શીલાગરૂપ હોઇ જે ચારિત્રધર્મ મરીચિમા સર્વથા હતો નહિ, છતા તે કપિલ રાજકુમારને इहयपि એમ કહી કાઇક ધર્મ મારા પરિવ્રાજકપણામા પણ છે એમ જણાવ્યુ

ધ્યાન રાખવાની જરૂર છે કે આ મરીચિપરિવ્રાજક અને કપિલ રાજકુમાર વચ્ચે સમ્યગ્દર્શનરૂપી ધર્મનો વિચાર નથી, સમ્યગ્જ્ઞાનરૂપી ધર્મનો વિચાર નથી દેશવિરતિરૂપી ધર્માધર્મ જેને નિશ્ચયકોટિએ અગારધર્મ કહી શકીએ તેનો વિચાર પણ નથી, કેમકે એ ત્રણેનો જો વિચાર હોત તો મરીચિપરિવ્રાજકમા તે વખતે સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને દેશવિરતિરૂપ ધર્મ સારી રીતે હતા ને તેથી આ પરિવ્રાજકપણામા મલયગિરિજી મહારાજે इहयपिनी કરેલી વ્યાખ્યાના હિસાબે અલ્પ ધર્મ છે એમ કહેવામા કોઈ પણ પ્રકારે દુર્ભાષિતપણું નથી, પણ અત્રે તો પચ મહાવ્રતરૂપી અઢાર હજાર શીલાગમય ચારિત્રધર્મને અગેજ પ્રસગ અને વિચાર હોવાથી તેનો અશ પણ પરિવ્રાજકપણામા નહિ છતા તે મરીચિપરિવ્રાજકે "તેવા શ્રમણધર્મનો અશ આ પરિવ્રાજકપણામા" એમ જણાવ્યું તે દુર્ભાષિત કહેવાય તેમા આશ્ચર્ય જ નથી

### મરીચિની પ્રરૂપણા કેવી ?

વળી પરોપકારની વૃત્તિએ જે ધર્મની યથાસ્થિત પ્રરૂપણા થતી

હતી, તેજ સ્થાનકે સ્વાર્થવૃત્તિનું સામ્રાજ્ય જમાવવા માટે મરીચિ-પરિવ્રાજકે આ વાક્ય ઉચ્ચાર્યું છે, એ હકીકત પણ શાસ્ત્રોના મરીચિપરિવ્રાજકના પ્રકરણથી સ્પષ્ટ હોવાને લીધે આ મરીચિપરિ-વ્રાજકના વચનને દુર્ભાષિત તરીકે જણાવવામાં કોઇ પણ પ્રકારે અનુચિતતા હોય એમ માની શકાતું નથી. જો કે આ મરીચિના વચનને કેટલાક મહાનુભાવોએ ઉત્સૂત્ર તરીકે ગણાવ્યુ છે, જ્યારે કેટલાક મહાનુભાવોએ ઉત્સૂત્રમિશ્રિત તરીકે ગણાવ્યું છે, પણ શ્રી આવશ્યકનિર્યુક્તિકાર **શ્રી ભદ્રબાહુસ્વામીજી** અને ભગવાન્ **મહાવીર** મહારાજના જ હાથે દીક્ષિત થએલ એવા ઉપદેશમાલાકાર શ્રી ધર્મદાસગણિજી दुब्भासिएण इक्केण વિગેરે પાઠથી મરીચિના તે इत्थंपि इहयंपि વાક્યને દુર્ભાષિત તરીકે સ્પષ્ટપણે જાહેર કરે છે, તેથી આ પ્રકરણમાં તેના તે વચનને દુર્ભાષિત તરીકે કહેવામાં આવ્યુ છે અને તેથી જ તે વચનને ઉત્સૂત્ર કે ઉત્સૂત્ર મિશ્રિત માનવામાં તેમ માનનારાઓનું તત્ત્વ ઘટિત છે કે અઘટિત એ વિચારવાનું ઉચિત ધાર્યું નથી.

આ સમગ્ર મરીચિના અધિકારમાં કપિલ રાજકુમારની વક્તવ્ય-તાનો પાછલો ભાગ માત્ર વૃત્તાંતની પૂર્ણતાને માટે જ કહેવામાં આવ્યો છે, બાકી ચાલુ અધિકારમાં તો મરીચિકુમારની પતિત દશામાં પણ જે પરોપકારવૃત્તિ રહી, સ્વાર્થનો ભોગ આપીને પણ પતિત દશામાં પણ પરોપકાર કર્યો એ જણાવી તીર્થંકરના જીવોમાં અનેક ભાવોથી પરહિતરતપણું હોય છે એ જ માત્ર પ્રકૃત અધિકારને પોષણ કરનારૂં હોવાથી જણાવ્યું છે. શ્રમણ ભગવાન્ મહાવીરના બીજા ભવમાં પણ કેઈ કેઈ અંશે અનેક પ્રકારે પરોપકારનિરતપણું છે તે નહિ વિચારતાં ખુદ્દ ભગવાન્ મહાવીર મહારાજના ભવને અંગે પરહિતપણું એટલે પરોપકારમાં તત્પરપણું શ્રમણ ભગવાન મહાવીર મહારાજનું જણાવવું વધારે ઉચિત છે.



# પ્રકાશકિય નિવેદન

દેવગુરૂકૃપાએ "આગમજ્યોત"નું પ્રકાશન ધીરે ધીરે તત્ત્વરૂચિવાળા પુણ્યાત્માઓનું માનીતું થઈ રહ્યું છે

પૂ૦ વાત્સલ્યસિંધુ ગચ્છાધિપતિશ્રીના મંગલ આશીર્વાદથી પૂ૦ આગમોદ્ધારક આચાર્યદેવશ્રીના અપ્રકાશિત તાત્ત્વિક વ્યાખ્યાનો આદિ સામગ્રીને વ્યવસ્થિત કરી પ્રકાશિત કરવાનું કાર્ય પગભર થવા આવ્યું છે

પરંતુ બે વર્ષના અનુભવના પરિણામે એવું જણાયું છે કે–

આ પ્રકાશન ખાસ કરીને પૂ૦ સાધુ–સાધ્વી ભગવંતોને જ વધુ ઉપયોગી છે તેથી હવેથી આ પ્રકાશન પૂ૦ સાધુ–સાધ્વીઓ અને તત્ત્વરૂચિવાળા યોગ્ય ગૃહસ્થોને પહોંચાડવું એવો વિચાર થાય છે

તેથી પ્રકાશનની સુવ્યવસ્થા માટે નીચેની યોજના વિચારી છે

* ગ્રાહક યોજના બંધ કરવી
* ૧૦૧ કે તેથી વધુ રકમ સ્થાયી ફંડ ખાતે રાખવી
* ૧૦૧ થી ઓછી રકમ ભેટ ખાતે રાખવી

તે મુજબ નીચે નોંધ બે જાતની આપી છે



## "આગમજ્યોત"ના સ્થાયી ફંડ ખાતે
## આવેલી રકમો

૧૫૦૧) ગુજરાતી જૈન શ્રીસંઘ, ૯૬ કેનીંગ સ્ટ્રીટ, કલકત્તાના જ્ઞાનખાતા તરફથી પૂ૦ સાધ્વીશ્રી પદ્મલતાશ્રીજી, પૂ૦ સાધ્વીશ્રી નિરૂપમાશ્રીજી અને પૂ૦ સાધ્વીશ્રી મયણાશ્રીજીના સદ્ ઉપદેશથી

૧૦૦૧) ભવાનીપુર જૈન શ્રીસઘ, કલકત્તાના જ્ઞાનખાતા તરફથી સાધ્વીશ્રી પદ્મલતાશ્રીજી મ૦ તથા પૂ૦ મયણાશ્રીજી મ૦ ના ઉપદેશથી.

૫૦૧) વીશાશ્રીમાળી જૈન ઉપાશ્રય, જામનગર, જ્ઞાનખાતા તરફથી પૂ૦ ગચ્છાધિપતિ આચાર્યદેવશ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી ના ઉપદેશથી

૫૦૧) શેઠ મણિલાલ રાઘવજી કોઠારી–ઝરમો (બિહાર) તરફથી પૂ૦ સાધ્વીશ્રી પદ્મલતાશ્રીજી અને પૂ૦ સાધ્વીશ્રી મયણાશ્રીજી ના ઉપદેશથી.

૫૦૧) શેઠ મોહનલાલ છોટાલાલ તથા માણેકબહેન મોહનલાલ, જૈન મર્ચંટ સોસાયટી, અમદાવાદ–૭ તરફથી પૂ૦ ગણિશ્રી લબ્ધિસાગરજી મ૦ ના ઉપદેશથી

૫૦૧) શેઠ શિવલાલ ફૂલચંદ, ચાણસ્મા, પૂ૦ મુનિરત્નશ્રી સૂર્યોદય-સાગરજી મ૦ ના સદુપદેશથી.

૨૫૧) જૈન શ્રીસંઘ હસ્તે શેઠ નંદલાલ એમ. શાહ, કતરાસગઢ (બિહાર) પૂ૦ પં૦ શ્રી વિનયવિજયજી મ૦ ના ઉપદેશથી..

૧૫૧) શેઠ વૃજલાલ હરિભાઈ, જૈન ઉપાશ્રયની શ્રાવિકા બ્હેનો તરફથી પૂ૦ સ્વ૦ સાધ્વીશ્રી સુમલયાશ્રીજી મ૦ ના શિષ્યા પૂ૦ સાધ્વીશ્રી વિચક્ષણાશ્રીજીના ઉપદેશથી

૧૧૦) નવાપુરા જૈન સંઘ, ઠે શાંતિનાથ જૈન દેરાસર, સુરત તરફથી પૂ૦ આ૦ કસ્તુરસૂરીશ્વરજી મ૦ તથા પૂ૦ ઉપા૦ શ્રી ચંદ્રોદયવિજયજી મ૦ ના સદુપદેશથી

૧૦૧) શેઠ મીઠાભાઈ ગુલાબચંદ ટ્રસ્ટ, કપડવંજ

૧૦૧) શેઠ સોમાભાઇ ઝવેરચંદ, હસ્તે શેઠ જયંતીલાલ વાડીલાલ કપડવંજ

૧૦૧) શેઠશ્રી કાંતિલાલ પી શાહ, હૈદ્રાબાદ હાઉસ-ટાઇમ-૯, ફ્લેટ નં૦ ૫૭, નેપીયનસી રોડ, મુંબઈ-૬ (WB)

૧૦૧) શેઠશ્રી પુખરાજજી ભંડારી, ફર્મ-કુંદનમલ સમરથમલ, મસ્કતી મારકેટ, અમદાવાદ

૧૦૧) ધાર્મિક શિક્ષક સ્વ૦ શ્રી મોહનલાલ છોટાલાલના ટ્રસ્ટમાથી હસ્તે શેઠશ્રી મોહનલાલ ચોકસી, બોરસદ

૧૦૧) શેઠ બાબુલાલ સકરચંદ ટોપીવાલા, બાબુલાલ રમણલાલ કંપની, રિફાઇનરી બિલ્ડીંગ, ધનજી સ્ટ્રીટ, મુંબઇ-૩

૧૦૧) શેઠશ્રી લાલભાઇ એલ પરીખ સી એ પરીખ બિલ્ડીંગ, એલિસબ્રીજ, અમદાવાદ-૬

૧૦૧) ગુલાબબાઇ નાસકાવાળા, હસ્તે અંબાલાલ વેદમૂથા મહીદપુર (એમ પી), પૂ૦ મુનિશ્રી યશોભદ્રસાગરજી મ૦ના ઉપદેશથી

૧૦૧) સ્વ૦ જયંતિલાલ શંકરલાલ પાદશાહ, કપડવંજ

૧૦૧) ચંદનબ્હેન રમણલાલ લુણાવાડા, પૂ૦ સાધ્વી શ્રી વિચક્ષણા શ્રીજીમ૦ના ઉપદેશથી

૧૦૧) કોઠારી શાંતિલાલ દીપચંદ રાજકોટ, પૂ૦ વયોવૃદ્ધ મુનિશ્રી દીપસાગરજી મ૦ના ઉપદેશથી

૧૦૧) ગેંદમલજી માંડલિક શાજાપુર (મ. પ્ર), પૂ૦ મુનિશ્રી યશોભદ્રસાગરજી મ૦ના ઉપદેશથી.

૧૦૧) જૈન ધર્મોત્તેજક મહિલા મંડળ, ઇંદોરના જ્ઞાનખાતામાંથી, પૂ૦ વયોવૃદ્ધ સાધ્વીજી શ્રી મનહરશ્રી મ૦ના ઉપદેશથી.

૧૦૧) ઝવેરી ચંપકલાલ ઉત્તમચંદ, સુરત.

૧૦૧) પૂ૦ સાધ્વીજીશ્રી હર્ષલતાશ્રીજી મ૦ના સિદ્ધિતપના પારણા પર આવેલ બહારગામના સદ્‌ગૃહસ્થો તરફથી.

## "આગમજ્યોત" અંગે ભેટ રૂપે મળેલી રકમોની નોંધ

૨૫૧) ચાણસ્મા શ્રીસંઘના જ્ઞાનખાતામાંથી પૂ૦ ગણિવર્યશ્રી લબ્ધિસાગરજી મ૦ ની પ્રેરણાથી.

૨૫૧) જૈન સોસાયટી (પાલડી) અમદાવાદ શ્રીસંઘના જ્ઞાનખાતામાંથી પૂ૦ ગણીશ્રી સૌભાગ્યસાગરજી મ૦ ના ઉપદેશથી.

૨૦૧) લુણાવાડા શ્રીસંઘના જ્ઞાનખાતામાંથી પૂ૦ ગણીશ્રી વિમલસાગરજી મ૦ ના ઉપદેશથી.

૨૦૧) ખુશાલભુવન, અમદાવાદ શ્રીસંઘના જ્ઞાનખાતામાંથી હસ્તે શેઠ ભોગીભાઈ સુતરીયા.

૨૦૦) નાગોર (મારવાડ) શ્રીસંઘના જ્ઞાનખાતામાંથી પૂ૦ સાધ્વીશ્રી સ્નેહપ્રભાશ્રીજી મ૦ અને પૂ૦ સાધ્વીશ્રી ચંદ્રગુપ્તાશ્રીજી મ૦ ના ઉપદેશથી.

૧૫૦) ઝરીયા (બિહાર) શ્રીસંઘના સદ્‌ગૃહસ્થો તરફથી પૂ૦ સાધ્વીશ્રી સ્વ૦ સુમલયાશ્રીજી મ૦ ના શિષ્યા પૂ૦ સાધ્વીશ્રી શુભોદયાશ્રીજી મ૦ ના ઉપદેશથી.

૧૨૫) જૈન ઉપાશ્રય–દાદાવાડી, ભાવનગર તરફથી.

૧૨૫) ચંપાલાલજી મુણોત મહીદપુર (મ. પ્ર.)

૧૦૧) શીહોરમાં થએલી પાંચ દીક્ષા નિમિત્તે હસ્તે પં. કપૂરચંદભાઈ જૈન શ્રેયસ્કર મંડળ, પાલીતાણા.

૧૦૧) નાનાભાઇ ધનજી ટ્રસ્ટના ઉપાશ્રય, ઓસવાળ મહોલ્લો, હસ્તે મોતીચંદ કસ્તુરભાઇ ચોકસી, સુરત તરફથી પૂ૦ સાધ્વીશ્રી મૃગેન્દ્રશ્રીજી મ૦ ના ઉપદેશથી

૧૦૧) ભવાનીપુર જૈન સંઘ, કલકત્તા તરફથી સાધ્વી પધલતાશ્રીજીના શિષ્યા વીરભદ્રાશ્રીજીના ઉપદેશથી.

૧૦૧) શ્રી શાંતિનાથ જૈન ઉપાશ્રય, પાયધુની, મુંબઈ તરફથી પૂ૦ સાધ્વીશ્રી પુષ્પાશ્રીજીના શિષ્યા પૂ૦ સાધ્વીશ્રી નિરંજનાશ્રીજીના ઉપદેશથી

૧૦૧) શેઠ સૌભાગ્યમલજી આચલીયા મહીદપુર (M P )

૧૦૦) જૈન મર્ચંટ સોસાયટી અમદાવાદ-૭ તરફથી પૂ૦ સાધ્વીશ્રી સરસ્વતીશ્રીજી મ૦ ના ઉપદેશથી

૧૦૦) પાંજરાપોળ જૈન ઉપાશ્રય, અમદાવાદ તરફથી, પૂ૦ સાધ્વીશ્રી નિરંજનાશ્રીજી મ૦ના ઉપદેશથી

૧૦૦) એક સદ્‌ગૃહસ્થ અમદાવાદ તરફથી, પૂ૦ સાધ્વીશ્રી સ્વયંપ્રભાશ્રીજી મ૦ના ઉપદેશથી

૧૦૦) નેમુભાઈની વાડી, જૈન ઉપાશ્રય, ગોપીપુરા, સુરત તરફથી પૂ૦ ગણીશ્રી પ્રબોધસાગરજી મ૦ના ઉપદેશથી

૧૦૦) એક સદ્‌ગૃહસ્થ તરફથી, પૂ૦ ક્ષમાસાગરજી મ૦ના ઉપદેશથી

૬૦) જુનાગઢ (સોરઠ)ની શ્રાવિકા બહેનો તરફથી, પૂ૦ સાધ્વીજી શ્રી ઈંદુશ્રીજી મ૦ના ઉપદેશથી

૫૧) નાથીશ્રીજીનો ઉપાશ્રય, પનાસાની પોળ, અમદાવાદ તરફથી પૂ૦ સાધ્વીજીશ્રી મનકશ્રીજી મ૦ના ઉપદેશથી

૫૧) બીકાનેર જૈન શ્રીસંઘ

૫૧) જૈન શ્વે મૂર્તિપૂજક આરાધના ભવન, વેજલપોર-ભરૂચ.

૫૧) જૈન શ્રીસંઘ બોટાદ (મ. પ્ર.)ના જ્ઞાનખાતા તરફથી, પૂ૦ શ્રી શાંતિસાગરજી મ૦ તરફથી

૫૧) વસંતલાલ પ્રેમચંદ મુંબઈ

૫૧) જૈનસંઘ પેઢી, જુનાગઢ, પૂ૦ મુનિશ્રી મહાયશવિજયજી મ૦ના ઉપદેશથી.

૫૧) ડેલા ઉપાશ્રયના જૈન શ્રીસંઘ અમદાવાદ તરફથી, પૂ૦ પં૦ રામવિજયજી મ૦ના ઉપદેશથી.

૫૦) શેઠ મણિલાલ વનમાળીદાસ, કલકત્તા.

૫૦) જૈન શ્રીસંઘ, ગવાડા (વીજાપુર) (ઉ. ગુ.), પૂ. મુનિશ્રી ઇન્દુસાગરજી મ૦ના ઉપદેશથી.

૫૦) જૈન શ્રીસંઘ, ગોધરા, પૂ. મુનિશ્રી રામચંદ્રવિજયજી મ૦ના ઉપદેશથી.

૫૦) શ્રી જૈન મહિલા મંડળ, ઈંદોરની બહેનો તરફથી, પૂ. સાધ્વીશ્રી મનહરશ્રીજી મ૦ના ઉપદેશથી.

૨૫) જૈન શ્રીસંઘ, ચોટીલા, પૂ૦ ઉપાધ્યાયશ્રી હંસસાગરજી મ૦ ના ઉપદેશથી.

૨૫) દેવબાગ જૈન સંઘ, જામનગર, પૂ૦ મુનિશ્રી ગુણસાગરજી મ૦ ના ઉપદેશથી.

૨૫) જૈન સંઘ, વેરાવલ, પૂ૦ મુનિશ્રી સુબુદ્ધિવિજયજી મ૦ ના ઉપદેશથી.

૨૫) તપાગચ્છ જૈન સંઘ, મોરબી (સૌરાષ્ટ્ર)

૨૫) ગુજરાતી જૈન સંઘ, માલેગામ (મહારાષ્ટ્ર)

૨૫) રતનચંદ બાબુભાઈ, સુરત.

૨૨) એક સદ્‌ગૃહસ્થ, કપડવંજ તરફથી. પૂ૦ સ્વ૦ સાધ્વીશ્રી સુમલયાશ્રીજી મ૦ ના શિષ્યા સાધ્વીશ્રી તારકશ્રીજીના ૧૦ ઉપવાસના પારણા નિમિત્તે.

૨૨) શ્રાવિકા બ્હેનો તરફથી છૂટક હસ્તે પ્રભાવતીબ્હેન કપડવંજ.

૨૧) પાંજરાપોળ જૈન ઉપાશ્રય, અમદાવાદ, પૂ૦ પંન્યાસ શ્રી સૂર્યોદયવિજયજી મ૦ ના ઉપદેશથી.

૨૧) જૈન લાયબ્રેરી, નીયાણા (રાજસ્થાન) તરફથી પૂ૦ દૌલત-વિજયજી મ૦ ના ઉપદેશથી

૨૧) મોરારબાગ જૈન ઉપાશ્રય, જામનગર તરફથી પૂ૦ સાધ્વીશ્રી મલયાશ્રીજી મ૦ ના ઉપદેશથી

૨૧) કાંતિલાલ સી કાપડીયા

૨૧) કનૈયાલાલજી રૂડવાલ મહીદપુર

૨૧) જેઠમલ રાજમલ પીકા ,,

૨૧) ફૂલચંદજી પોખરણા ,,

૨૧) જૈન મહિલા મંડળ ,,

૨૧) સદ્‌ગૃહસ્થ તરફથી ,,

૨૧) સાગરમલજી બૂકડ ,,

૨૧) કેશરીચંદજી મહેતા ,,

૨૧) લક્ષ્મીમલજી નેઠીયા ,,

૨૧) રૂપચંદજી કોચર ,,

૧૫) ડૉ રમણલાલ વાડીવાલના સુપત્ની વિમલાબ્હેન, કપડવંજ.

૧૫) શાંતાબ્હેન રમણલાલ, કપડવંજ પૂ૦ સાધ્વીશ્રી વિનયાશ્રીજી ના ઉપદેશથી

૧૫) જૈન શ્રીસંઘ–નલખેડા (મ. પ્ર) પૂ પ શ્રી સુંદરમુનિજીના ઉપદેશથી

૧૩) પન્નાલાલજી છુગ્ગડ, મહીદપુ

૧૧) જયંતિલાલ નેમચંદ, શામપુરા

૧૧) લક્ષ્મીમલ ભીમરાજ કાનપુર

૧૧) ફતેલાલ લક્ષ્મીમલ

૧૧) શ્રીમાળી જૈન ઉપાશ્રયની બહેનો તરફથી પૂ સાધ્વીશ્રી હેમેંદ્રશ્રીજીના ઉપદેશથી

૧૧) વીશા શ્રીમાળી જૈન ઉપાશ્રયની બહેનો તરફથી, જામનગર,
પૂ. સાધ્વીશ્રી રેવતીશ્રીજી મ.ના ઉપદેશથી.

૧૧) પ્રધાનબહેન ચીમનલાલ, કપડવંજ.

૧૧) પનાલાલ મંગળજી, ડુંગરપુર.

૧૦) જૈન શ્રીસંઘ, અંકલેશ્વર-ભરૂચ.

૧૦) શ્રી વર્ધમાન જૈન આશ્રમ, બોડેલી.



આગમ જ્યોત પ્રથમ વર્ષ અંક ૪ થા ના છેવટે આવક-જાવક પરિચય અને ભેટ આપનાર પુણ્યશાળી મહાનુભાવો તરફથી આવેલી રકમ સંબંધમાં પ્રેસ દોષ-દૃષ્ટિદોષથી રહી ગયેલી ભૂલો નીચે પ્રમાણે સુધારી વાંચવા વિજ્ઞપ્તિ છે.

## આવક-જાવક પરિચય

૧ જમા રકમ ૫૬૫૩-૦૦ દર્શાવેલી છે તેને બદલે ૪૫૮૦-૦૦ વાંચવી.

૨ તેમાં ત્રીજી આઇટેમ ૫૨૫-૦૦ દર્શાવેલી છે તેને બદલે ૬૨૫-૦૦ વાંચવી.

૩. આમ જમા રકમ કુલ ૫૨૩૮-૦૦ દર્શાવેલી છે તેને બદલે ૫૨૬૫-૦૦ વાંચવી.

૪. ઉધાર રકમનો સરવાળો ૪૬૭૬-૨૪ દર્શાવેલો છે તેને બદલે તેને બદલે ૪૬૭૭-૨૪ વાંચવો.

૫. ભેટ આપનારની રકમનો સરવાળો પાના ૭૭ ઉપર ૪૬૫૩ દર્શાવેલો છે તેને બદલે ૪૫૮૦ વાંચવો.

**થયેલી ભૂલો બદલ ક્ષમા.**

આ પુસ્તક શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા, કપડવંજ માટે
શ્રી વસંત પ્રિંન્ટીંગ પ્રેસ-ઘીકાંટા રોડ, અમદાવાદે છાપ્યું.




વીર નિ સં. ૨૪૯૪ | વિ સં ૨૦૨૪ | આગમોદ્ધારક સં ૦૧૯ | વર્ષ ૩ | પુસ્તક ૨ | વૈશાખ

|| इगवीसगुणसमेओ
जुग्गो धम्मस्स
जिणमए भणिओ ||

## ધર્મઆરાધનાની સફળતા માટે ૨૧ ગુણોની આવશ્યકતાનું રહસ્ય

( ગતાંકથી ચાલુ )

### અનંતકાળની વાત શા માટે?

જે વાત આપણા ખ્યાલમાં ન હોય અથવા જેને જાણવા–સમજવા આપણી હાર્દિક તૈયારી ન હોય તેવી અનંતકાળની જન્મ–મરણની, ગર્ભાવાસનાં અને કર્મજન્ય ઉપાધિઓની વાત શાસ્ત્રકાર જ્ઞાની ભગવંતો સંસારી જીવો આગળ શા માટે છેડતા હશે?

સ્થૂળ દૃષ્ટિથી ન સમજાય તેવી આ વાત છે, પણ દુનિયાના વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે–

મરી ગયેલો માણસ પોતાનો કેસ ચલાવવા આવતો નથી, તે પોતાની તરફેણના કે વિરુદ્ધના ખરા ખોટા સાક્ષીઓને ઉભા કરી શકતો નથી, તે છતાં સરકારી વકીલોને તેના સંબંધની અનુકૂળ હકીકતો જો કેસમાં આવતી હોય, તો તે કેસ તે રીતે ચલાવવો પડે છે મરણ પામેલો માણસ કેસ ચલાવવા આવતો નથી, પણ સરકારને તે સંબંધમાં ઘટિત વ્યવસ્થા કરી લેવી પડે છે

તે જ પ્રમાણે આપણે અજ્ઞાન છીએ. જન્મ જરા–મરણના મહા-ભયાનક સંકટોને આપણે નથી જાણતા, છતાં આ દુનિયાના આત્મમાર્ગના વકીલો એ સંકટો કે એ દુઃખો આપણને આપણી જિજ્ઞાસા ન હોવા છતાં સમજાવે છે.

વકીલ પોતાના અસીલને જેમ તેના કેસની વિગતો સમજાવે છે, તે જ પ્રમાણે આ જ્ઞાનમાર્ગના વકીલો પણ જન્મ–જરા–મરણના મહાભયાનક સંકટોનો આપણને ખ્યાલ આપે છે!

તમે કહેશો કે એવો ખ્યાલ આપેલો શા કામનો? જો જન્મ-જરા–મરણના સંકટોનો, પ્રત્યક્ષ અનુભવેલો ખ્યાલ હોય અને તે ખ્યાલ ચોક્કસપણે સમજી શકાતો હોય તો જ એમ કહી શકાય કે જન્મ–જરા–મરણના સંકટો મહાભયંકર છે. ! અન્યથા નહિ!

**પ્રત્યક્ષ કરતાં અનુભવ જ્ઞાનની મહત્તા**

ભાગ્યવાનો! કોઈ શ્રોતા આવી દલીલ કરે તો તે દલીલ ઈષ્ટ નથી.

ઘણી વાતો આપણે પ્રત્યક્ષ જોઈ કે અનુભવી શકતા નથી, છતાં સામાન્યજ્ઞાનથી તે તે વાતોનું સત્ય આપણે કબૂલ રાખીએ છીએ. ગાંડપણનો તમોને પ્રત્યક્ષ ખ્યાલ નથી જ! તમે કોઈપણ ગાંડા થયેલા નથી જ! છતાં ગાંડપણની સ્થિતિ કેવી હોય તે તમે બધા સારી રીતે કલ્પી શકો છો.

એજ રીતે ધૂમાડા ઉપરથી અગ્નિની શકયતાનો પણ તમે ખ્યાલ બાંધી શકો છો! તમે અગ્નિને પ્રત્યક્ષપણે જોતા નથી, તમારી આંખ અગ્નિના ભડકાને જોઈ શકતી નથી. અગ્નિની ગરમી તમારી ત્વચાને ઉષ્ણતા આપતી નથી. અગ્નિ તમારી સાથે કોઈપણ પ્રકારે પોતાના અસ્તિત્વની વાતો કરતો નથી, છતાં જો તમે ધૂમાડાના ગોટેગોટા નીકળતા જોશો, તો તમારે તરત જ કબૂલ રાખવું પડશે કે. "જ્યાં-ધૂમાડો છે ત્યાં અગ્નિ છે!" તમે અગ્નિને જોયો નથી છતાં તમો અગ્નિ-ના અસ્તિત્વને કબૂલ રાખો છો શાથી? એ પ્રશ્નનો ઉત્તર એ છે કેઃ એક માત્ર અનુભવને આધારે? અનુભવ ઉપરથી તમો જાણી શકો છો કે "જ્યાં ધૂમાડો છે ત્યાં અગ્નિ પણ હસ્તી ધરાવે છે!"

## જન્મ-મરણની અનાદિતા બુદ્ધિગમ્ય છે

તમે જેમ અનુભવ વડે ધૂમાડા ઉપરથી અગ્નિનુ અસ્તિત્વ સ્વીકારો છો, તે જ પ્રમાણે અનુભવ વડે તમારે અનાદિની વાત પણ સ્વીકાર્યે જ છૂટકો છે! અહિ એક સર્વસાધારણ ઉદાહરણ ધ્યાનમા લો!

એક ઘઉનો દાણો છે એ ઘઉનો દાણો કોણે વાવ્યો તે તમે જાણતા નથી? એ કયા ખેતરમા ઉગ્યો તેની તમોને માહિતી નથી! એને કયા ખેડુતે વાવ્યો, તેને કોણે પાણી પાયુ, તેની આગળ શી વિધિ થઇ? તે કાઇ પણ તમે જાણતા નથી! પણ તે છતા તમારે એ ઘઉનુ ભટકવાનુ પણ અનાદિકાળનુ છે એ ઘટના સ્વીકારવી જ પડશે

કેમ કે—જો એ દાણો છે તો એટલી પણ ચોક્કસ વાત છે કે તેનો અકુર હતો! અને જો અકુર હતો તો એ વાત પણ તેટલી જ સ્પષ્ટ છે કે એ અકુરને જન્માવનારુ બીજ પણ હતુ જ! આમ અકુરમાથી બીજ અને બીજમાથી અકુર એ ઘટમાળને આગળ ને આગળ લબાવતા તમારે છેક અનાદિકાળ સુધી ચાલ્યા જવું જ પડશે

અકુર અને બીજ તથા બીજ અને અકુર પરસ્પર એક બીજાને જન્મ આપે છે, એનું જ નામ પરસ્પર કાર્યકારણ ભાવ છે બીજ વગર અકુર નથી અને અકુર વગર બીજ નથી એટલે અહિ એવો પ્રશ્ન કોઇ ઉપસ્થિત કરે કે ભાઇ! અકુર પહેલો કે બીજ પહેલું? તો એ પ્રશ્ન કેવળ હાસ્યાસ્પદ ઠરે છે! બીજ હતું તો અકુર થયો! પણ બીજી તરફ એ પણ યાદ રાખો કે અકુર હતો તો જ બી થઇ શકયુ

સ્થિતિ તમારી સામે એ આવીને ઉભી રહે છે કે તમારે અકુર અને બીજની પારસ્પરિક પરપરા અનાદિકાળની છે એવું જ માનવુ પડે છે પ્રત્યક્ષ તો ધાન્યનો એક દાણો જ જોયો છે, તો પણ તે છતા તમો બુદ્ધિ અને અનુભવથી એની પરપરાને અનાદિ માનો છો, એ જ પ્રમાણે કર્મ અને આત્માની પરપરા પણ તમારે અનાદિકાળથી માનવી જ પડે છે

## કર્મની પ્રત્યક્ષ સાબિતી

જગતમાં તમે નિહાળો છો કે એક જન્મથી સુખી છે. બીજો જન્મથી દુઃખી છે, એક જન્મથી નીરોગી છે, બીજો જન્મથી રોગી છે. એક જન્મથી ડાહ્યો છે બીજો જન્મથી ગાંડો છે

હવે વિચાર કરો કે જો કર્મ જેવી ચીજ જ ન હોય તો આ જગતમાં આવા ફેરફારો શા કારણથી દૃષ્ટિમાં આવે છે? માકુભાઇ જન્મે છે લાખોપતિને ઘરે; અને ત્યારથી જ લાખોના માલિક ગણાય છે જ્યારે કાકુભાઇ જન્મે છે ભિખારીને પેટે; અને ત્યારથી જ ભિખારી મનાય છે? માકુભાઈ લાખો રૂપિયા ક્યાં કમાવા ગયા હતા? તેમણે આ સઘળી સંપત્તિ ક્યાંથી પ્રાપ્ત કરી?

રોગિણીને પેટે જન્મનારો નિરોગી હોય છે અને નિરોગીને પેટે જન્મનારો રોગી હોય છે આ બેમાંથી એકને નિરોગી અને બીજાને રોગી કોણે બનાવ્યો?

આથી માનવું જ પડશે કે જેમ ઘઉંના દાણાના મૂળ રૂપે કંઇક છે, તે જ પ્રમાણે મનુષ્ય-જન્મના મૂળ રૂપે પણ કંઇક છે જ! અને આ "કંઈક" તેનું જ નામ "કર્મ."

## કર્મ અને જન્મની અનાદિતા

હવે આગળ ચાલો!

કર્મ અને જન્મ આ બે વસ્તુઓ છે, એ આપણે નક્કી કર્યું.

આપણે એ વાત પણ કબુલ રાખી લીધી છે કે જન્મ અને કર્મ પરસ્પરાવલંબી છે અને તેમની વચ્ચે કાર્ય-કારણભાવ રહેલો છે. એનો અર્થ એટલો જ ઘટાવી શકાય છે કર્મના મૂળમાં જન્મ છે અને વળી જન્મના મૂળમાં કર્મ છે! અર્થાત્ જેમ ઘઉંનો દાણો અને અંકુરની પરંપરા આપણે અનાદિની માની છે તે જ પ્રમાણે આ જન્મ અને કર્મની પરંપરા પણ અનાદિ જ છે એમ પોતાની મેળે જ સાબિત થાય છે!

(ક્રમશઃ)

(વિ૦ સં૦ ૨૦૦૦ શ્રા૦ સુ૦ ૫ મંગળવારથી વિ૦ સં૦ ૨૦૦૧ પોષ સુ૦ ૧૪ સુધી શ્રી ગોડીજી જૈન ઉપાશ્રય (પાયધુની-મુંબઈ)માં આગમદિવાકર બહુશ્રુત ધ્યાનસ્થ સ્વ૦ પૂ૦ આ૦ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજાએ શ્રી સૂત્રકૃતાંગ સૂત્રના પાંચમા અધ્યયન ઉપર ખૂબ જ ઝીણવટથી માર્મિક વ્યાખ્યાનો આપેલા.

જેનું અવતરણ વિદ્વદ્વર્ય સ્વ૦ પૂ૦ બાલમુનિશ્રી મહેંદ્રસાગરજી મ૦ના શિષ્યરત્ન ગણિવર્ય શ્રી સૌભાગ્યસાગરજી મ૦ પોતાની ઝડપી કલમથી કરેલ.

તેઓશ્રીએ શ્રુત ભક્તિથી પ્રેરાઈને પ્રકાશિત કરવા માટે આ વ્યાખ્યાનો આપ્યા છે, તે બધા સુવ્યવસ્થિત-સુવાચ્ય બનાવી આગમ તત્ત્વ જિજ્ઞાસુ ચતુર્વિધ શ્રીસંઘના લાભાર્થે રજૂ કરવામાં આવ્યા છે.

આમાં પૂ૦ આગમો૦ શ્રીના આશયથી વિરૂદ્ધ કદાચ કંઈ છદ્મસ્થતા આદિથી વધું હોય તેની સકલ સંઘ સમસ્ત ક્ષમા પ્રાર્થવામાં આવે છે. સં૦)

## શ્રી સૂત્રકૃતાંગ સૂત્રનાં વ્યાખ્યાનો

### અધ્યયન પાંચમું

### વ્યાખ્યાન-૯

શાસ્ત્રકાર મહારાજા ચૌદપૂર્વધારી નિર્યુક્તિકાર ભગવંત પૂ૦ આ૦ શ્રી ભદ્રબાહુસ્વામીજી મહારાજ શ્રી સુયગડાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના પાંચમા અધ્યયનની નિર્યુક્તિના પ્રસંગે પ્રથમ

જણાવી ગયા છે કે—

ચોથા અધ્યયનમાં પચ્ચક્ખાણનો અધિકાર જણાવતાં પ્રતિજ્ઞા-પાપથી પાછા ફરવાના નિયત સંકલ્પનું મહત્ત્વ જણાવ્યું.

### ઉપક્રમ

આ જ વસ્તુ અન્ય ધર્મવાળાઓએ પણ વ્રત, મહાવ્રત, નિયમ, શિક્ષા, કુશલધર્મ આદિ નામોથી માનવાનો પ્રયાસ કર્યો છે, પરંતુ મૂળ વાત હિંસાના સ્વરૂપની યથાર્થ જાણકારી અને તેની અનુપાદેયતા સમજવા જો તેઓ પ્રયત્નશીલ હોય તો માત્ર શબ્દભેદનો ઝગડો ઉચિત નથી આ બધી વિગત વિસ્તારથી સમજાવીને **પૂ૦ આ૦ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મ૦ના** શબ્દોમાં **"ગુણતસ્તુલ્યે તત્ત્વે૦"** ગાથાનો ઐદંપર્યાર્થ સમજાવી દૃષ્ટિસંમોહનું સ્વરૂપ જણાવતાં પ્રાસંગિક અને કામરાગ–સ્નેહરાગ કરતાં પણ દૃષ્ટિરાગની વિષમતા વિસ્તારથી દર્શાવી ગયા.

### દૃષ્ટિરાગની માર્મિકતા

દૃષ્ટિરાગની માર્મિકતા ખરેખર વિચારવા જેવી છે, ગુણદોષનો વિચાર તાત્ત્વિક દૃષ્ટિથી કરવાના બદલે પક્ષપાતની દૃષ્ટિથી કરવો એ દૃષ્ટિરાગનું સ્થૂલ સ્વરૂપ છે.

ખરેખર દૃષ્ટિરાગી અભિનિવેશના રંગથી રંગાયેલી પોતાની માન્યતાના ચશ્માથી જે દેખાય તેને જ યથાર્થ માને! ભલે પછી તેમાં ગુણ પણ અવગુણ રૂપ કે અવગુણ પણ ગુણરૂપે થતા હોય.

### દૃષ્ટિરાગની વિચિત્રતા

ખૂબ જ આશ્ચર્યની વાત એ છે કે આ દુનિયામાં સાકરને કડવી અને કરીયાતાને મીઠું કહેનાર કોઈ ન હોય! 'સાકર ગળી અને કરીયાતું કડવું' એમાં કોઈનો મતભેદ ન હોય છતાં દૃષ્ટિરાગમાં દોરવાયેલ જીવને ગુણ તે ગુણ તરીકે ન ભાસતા પોતાની માન્યતાના ધોરણે ગુણ પણ અવગુણ રૂપે ભાસે!

ખરેખર ! સમજની સાનને પણ ગુચવી નાખનાર દૃષ્ટિરાગની આ બધી વિચિત્ર માયા છે !!!

## દૃષ્ટિરાગ શી રીતે જન્મે છે ?

તેમ થવાનુ કારણ એ છે કે-ઇન્દ્રિયોથી ચાલતા પ્રત્યક્ષ વ્યવહારમા તો મતભેદ ન હોય, પણ જરા લાબા ગાળાના વિચાર પૂર્વક કે અમુક ગણત્રીથી વ્યવહારનો સવાલ આવે એટલે ભિન્ન ભિન્ન અભિપ્રાયો અવનવા મતભેદો ઉપજવાનો સભવ છે

લૌકિક રીતે પણ જૂઓ ! બજારમા સીધા-સાદા વેપારમા લેવડ-દેવડની રીતમા કઇ મતભેદ જેવું ન હોય, પણ જરાક લાબા ગાળાની વાત આવે ત્યારે હાજર માલમા કે વાયદામા અગર તેજી-મદીમા જુદા જુદા મત વેપારીઓના થઇ જાય !

તે રીતે પુણ્ય-પાપ વગેરેની બાબતો અતીન્દ્રિય છે, તે સબધી વિચારો જરા લાબા ગાળાના છે, એટલે તેમા બુદ્ધિવાદના ડોળાણ અને મતાગ્રહની ગૂચોથી મતભેદોની જાળ ગુથાય તેમા નવાઇ નથી !

## પુણ્ય-પાપ તુર્ત કેમ નથી ફળતા ?

વળી પુણ્ય-પાપ જીભ પર મુકેલ સાકર કે કરીયાતાની જેમ મીઠા-કડવા સ્વાદની માફક સારા-ખોટા ફળને તુર્ત આપતા નથી, કેમકે પાપ-પુણ્યના ફળ તાત્કાલિક મળતા હોય તો દુનિયામા કોઇ પાપ કરી શકત જ નહીં

વ્યવહારમા પણ ગુનો કર્યો કે તરત સજા નથી મળતી, વ્યવસ્થિત કાયદેસર કામ ચાલ્યા પછી સજા મળે છે વચગાળામા વકીલની મદદથી ગુન્હો કરનાર સજામાથી કદાચ બચી પણ જાય છે, કેમકે વકીલો એ ધધો લઇને જ બેઠા છે કે "સરકારની સજામાથી છુટવુ હોય તો અહીં આવો ! ભલે જુઠાણુ હોય પણ નાણા કોથળી સાવધાન રાખો અને અહીં આવો "

વકીલો કઈ આવી જાહેરાતના પાટીયા નથી ચોડતા, પણ તેમની વર્તણુકથી લોકો સમજી જ જાય કે "સરકારની સજામાથી છુટવુ

તેથી જ જ્ઞાનીઓએ સકળ જગતના જીવોનું એકાંત કલ્યાણ કરનાર ધર્મના નિરૂપણ કરનારનુ વ્યક્તિત્વ જણાવતાં ફરમાવ્યું છે કે–"જેના એક રૂંવાડે પણ રાગનો રંગ, દ્વેષનો દાવાનળ અને અજ્ઞાનનો અંશ નથી, તેવા મહાભાગ લોકોત્તર મહાપુરૂષો જ ધર્મનું યથાર્થ સ્વરૂપ વર્ણવી શકે છે."

એટલે દૃષ્ટિરાગવાળો મનુષ્ય વસ્તુના પ્રામાણિક વિચાર ન જ કરી શકે.

## વીતરાગ તરફ દૃષ્ટિરાગીનું વિચિત્ર વલણ

આવા વિષમ દૃષ્ટિરાગવાળાને જ વીતરાગ પ્રભુ એકાંત હિતકર સત્ય માર્ગ બતાવનારા પણ વિપરીતપણે ભાસે છે.

ખરી રીતે તો દુનિયાના વ્યવહારમાં તો એમ દેખાય છે કે કોઈની પાસેથી કોઈ ચીજ મેળવવી હોય તો તેને રાજી કરવો પડે, જેમકે–નાના છોકરા પાસેથી કોઈ ચીજ મેળવવો હોય તો તમે તેને સમજાવો. બુચકારો, પંપાળો છેવટે ધમકાવો કે ધોલ મારો એટલે રાગ–દ્વેષનો આશ્રય લીધા વીના કોઈ ચીજ મેળવાતી નથી.

આ રીતે વિશિષ્ટ સત્તાધારી માણસ પણ રાજી થઈ જાય તો શિરપાવ આપે, નારાજ થઈ જાય તો દેહદંડ આદિ કરે.

અર્થાત્ જગતમાં કંઇ પણ ફલની પ્રાપ્તિ રાગ–દ્વેષ વિના થતી નથી.

આમ છતાં વીતરાગ દેવ પરમાત્મા સ્વયં રાગ–દ્વેષથી સર્વથા શૂન્ય છતાં જગતના જીવોને એકાન્ત હિતકારી ધર્મની માર્મિકતા સમજવાનું અદ્ભુત ફળ પ્રાપ્ત કરાવે છે.

આવા અચિંત્ય ગુણસંપન્ન વીતરાગ પ્રભુને પણ દૃષ્ટિરાગના દૂષણથી દૂષિત બુદ્ધિવાળા જીવો અનુચિત દૃષ્ટિથી જુએ!

આ ખરેખર દૃષ્ટિરાગનો પ્રભાવ છે!!!

पन्नगे च सुरेन्द्रे च, कौशिके पादसंस्पृशि।
निर्विशेषमनस्काय, श्री वीरस्वामिने नमः॥

એટલે કે અસખ્ય દેવોના માલિક સૌધર્મેન્દ્ર પ્રભુની લોકોત્તર ઉપકારિતાથી આકર્ષાઇ દેવતાઈ નાટક અને ભોગ-સુખોને છોડી દોડતા આવી પ્રભુ મહાવીર દેવના ચરણોમા ભક્તિથી માથુ ઝુકાવે છે

ત્યારે બીજી બાજુ ભયકર હળાહળ ઝેરમિશ્રિત કાતીલ દૃષ્ટિથી મોટા મોટા ઝાડોથી ભરપુર જગલોને ભસ્મ કરી નાખનાર અત્યુગ્ર ક્રોધના ધમધમાટથી ભરેલ ચડકૌશિક નાગ પ્રભુના ચરણે (અગુઠે) દૃષ્ટિના વિષની જ્વાલાઓની કઈ અસર ન થવાથી ખૂબ જ છછેડાઈને કચકચાવીને ડસે છે

બને પ્રસગે પ્રભુ મહાવીર ભગવતની દૃષ્ટિ ઇન્દ્ર તરફ રાગવાળી નથી બનતી, તેમજ ચડકૌશિક તરફ દ્વેષવાળી નથી બનતી

આવા રાગ-દ્વેષના અચૂક પ્રસગે પણ રાગ-દ્વેષને આધીન નહીં બનનારા વીતરાગ દેવ પરમાત્મા તેઓની સેવા-પૂજા ભક્તિ આદિનુ ફળ સ્વર્ગ-મોક્ષની પ્રાપ્તિ રૂપ શી રીતે મેળવી શકીએ ? તે પણ અહીં એક ગૂઢ પક્ષ છે!

## વીતરાગની ભક્તિ કેમ ?

પૂજ્ય આ૦ કલિકાલસર્વજ્ઞ આ૦ શ્રી હેમચદ્રસૂરીશ્વરજી મ૦શ્રીએ વીતરાગ સ્તોત્ર (પ્ર૦ ૧૯ શ્લોક ૩)મા જણાવ્યુ છે કે-

"अप्रसन्नात् कथ प्राप्य फलमेतदसङ्गतम् ।
चिन्तामण्यादयः किं न फलन्त्यपि विचेतना ॥"

અર્થાત્-જે પોતે વીતરાગ છે, રાગ-દ્વેષથી રહિત હોઇ કોઇના પર રાજી-નેરાજી ન થાય, તો તેમની પાસેથી ફળની પ્રાપ્તિ શી રીતે ? આવો પ્રશ્ન અસગત છે

કેમકે વસ્તુભાવની દૃષ્ટિએ નિમિત્ત-આલબન રૂપે ફળની પ્રાપ્તિ થવાની છે, જેમકે "ચિંતામણિ આદિ જડ પદાર્થો પણ આરાધના દિથી નિમિત્ત રૂપ બની વિશિષ્ટ ફળ આપનારા બને જ છે"

એટલે કે સ્થૂલ દૃષ્ટિથી એમ લાગે કે-જેઓ સ્વય વીતરાગ હોઇ રાજી થતા નથી તો ફળની પ્રાપ્તિ તેમનાથી શી રીતે ? વ્યવહારમા

સેવા નહીં કરીએ તો નારાજ થશે. દંડ દેશે. માટે સ્વાર્થ બુદ્ધિથી પણ સેવા થાય પણ, આપણા દેવ તો રાગ-દ્વેષથી સર્વથા રહિત એટલે "वीतरागात् फलं कथं ?" કહેતીના આધારે જે સર્વોત્તમ ઉત્કૃષ્ટ ફળ અચૂક રીતે આપનાર છે, તેવા વીતરાગ પ્રભુની સેવા પણ દૃષ્ટિરાગના દૂષણથી નિસ્સાર લાગે ?

પરંતુ ખરી વાત એ છે કે–અગ્નિ શું કોઇના પર દ્વેષ ધરાવે છે, જેથી કે તેને અડનારો દાઝે છે, અને સાકર શું રાગ ધરાવે છે કે ગળી લાગે છે, તો જેમ તે પદાર્થનો ધર્મ–સ્વભાવ જ એવો છે કે તેના નિમિત્તે આપણુને સારા–ખોટા ફળની પ્રાપ્તિ થાય, આ રીતે પરમાત્મા તો વીતરાગ છે, તેઓ કંઈ દેવલોક કે મોક્ષ પોતાની પાસે ખજાનામા રાખી સેવા કરે તેને રાજી થઇ આપે છે, એવું નથી બનતું, પરંતુ તેઓની ભક્તિ–પૂજા–ગુણ–ગાન આદિથી થતી આપણી ભાવશુદ્ધિમાં આલંબન–નિમિત્ત રૂપ બની તે તે આરાધક જીવોને આલંબનનો જેટલા પ્રમાણમાં પોતે લાભ લીધો, તેટલા પ્રમાણમાં નિર્જરા કે પુણ્યબંધની પ્રાપ્તિ થાય, તો તેમાં વીતરાગ પ્રભુની જ મુખ્યતા વ્યવહારથી કહેવાય

આ રીતે વીતરાગ હોવા છતાં દેવાધિદેવ પરમાત્મા જગતના એકાન્ત હિતકર ઉત્કૃષ્ટ આત્મિક ફળની પ્રાપ્તિ કરનારા ખરેખર હોવા છતાં દૃષ્ટિરાગી આત્મા દૂધમાંથી પોરા કાઢવાની જેમ "વીતરાગ તે વળી શી રીતે ફળ આપે ?" આદિ શંકાઓ ઉભી કરી વીતરાગ દેવ પરમાત્માના એકાન્ત હિતકર મોક્ષ રૂપ ફળ અચૂક પણ આપવાના ગુણને પણ અસંભવ દોષ રૂપે માનવા–મનાવવા મથામણ કરે, અને પોતાના માનેલા હરિ–હરાદિ દેવોની અસંગત વાતો પણ ઈશ્વર-લીલાના નામે સંગત રૂપે માનવા–મનાવવા તૈયાર થાય ખરેખર દૃષ્ટિરાગની વિષમતા અજબ છે ! ! !

**દૃષ્ટિરાગની પ્રબળતા**

આ કારણે જ "**दुस्त्यजः सतामपि**" શબ્દોથી જ્ઞાનીઓએ

દષ્ટિરાગના ફંદામાથી છટકવુ ભલભલા સમજુ-શાણા ગણાતા માન વીઓ માટે પણ અઘરૂ જણાવ્યુ છે

કામરાગાદિનો ત્યાગ સહેલો છે, અન્ય દર્શનવાળાઓ બધા કઇ ભૂખે મરતા અને અણસમજથી સન્યાસ લે છે એવુ નથી, તામલિ અને પૂરણતાપસ સઘળી વાતે જોગવાઇ વાળા ભર્યા ઘરમાથી નીકળ્યા હતા, પણ જે શાસ્ત્રો કે તેના ઉપદેશકો પર રાગ હોય છે જેને લઇને કે પોતાની બુદ્ધિ-કલ્પનાને જરાપણ ઉપયોગમા લીધા વિના માન્યતાના વ્યામોહમા ફસાએલા રહે છે આવી સ્થિતિમાથી જ ધીરે ધીરે દષ્ટિરાગ કેળવાય છે

## દષ્ટિરાગનુ પારદર્શક વિચિત્ર આવરણ

દષ્ટિરાગ એ વિચાર-બુદ્ધિ-માન્યતાની આડે આવવાનુ પ્રબળ આવરણ પણ પારદર્શક છે જેથી બુદ્ધિ-વિચાર પણ વિકૃત રીતે પ્રવર્તે તેને પોતાને ખબર ન પડે કે મારા વિચારો દષ્ટિરાગના પારદર્શક દૂષિત આવરણથી અવરાએલ છે

જેમકે- ઉર્મીમા તડકાથી આખોનુ જતન કરવા વાદળી કે લીલા ચશ્મા પહેર્યા હોય ત્યારે બધુ કેવુ દેખાય ? વાદળી કે લીલું ને !

આપણી પોતાની બુદ્ધિ કે અક્કલ પણ ત્યા કેવી અવરાઇ જાય છે ?

કાચનો રગ પહેરનારની અક્કલ કે ધારણા સાથે સબધ ન રાખી પોતાનો પ્રભાવ બતાવે છે, તે રીતે દષ્ટિરાગ નર્યું મિથ્યાત્વનું સ્વરૂપ હોવા છતા, તે એવુ પારદર્શક આવરણ કાચના જેવું છે, જેથી કે માણસને પોતાની વિપરીત માન્યતા કે વિચારોની વિષમતા ઓળખાય નહીં

ભલે તેની અક્કલ કે ધારણા સારી હોય તો
લીલા કાચના ચશ્મા પહેર્યા પછી ગમે તે ચીજ
દેખાય તે લીલી ગમે તેટલું ભણેલ કે સમજુ હોય

ચશ્માથી વસ્તુનુ વિપરીત દર્શન પોતાની સાહજિક રીતે થતું હોય તેવું થાય.

આ તો બધું પ્રાસંગિક રીતે વિચાર્યું!

**દષ્ટિરાગ કરતાં દષ્ટિસંમોહ વિચિત્ર છે.**

અહીં વાત દષ્ટિરાગની નથી પણ દષ્ટિસંમોહની છે.

દષ્ટિરાગ એટલે વસ્તુનુ યથાર્થ સ્વરૂપ સમજાણ છતાં ન ઓળખાય એટલે કે છતા ગુણો પણ અવગણ રૂપ ભાસે. અને અછતા અવગુણ પણ ગુણો રૂપ ભાસે

જ્યારે **દષ્ટિસંમોહ** એટલે વસ્તુના સ્વરૂપમાં કંઈ ફેર ન હોય પણ માત્ર શબ્દોનો ફેરફાર હોવાથી મૂઢતાથી ઝઘડો કરવા તૈયાર થાય.

આ દોષ વસ્તુવિચારણામાં ખૂબજ નિકૃષ્ટ કોટિનો દર્શાવ્યો છે.

કેમકે સ્વરૂપમાં કે ગુણધર્મમાં ફેર ન હોય માત્ર શબ્દનો ફેરફાર તેટલા માત્રથી ઝગડો કરવાની વૃત્તિ તે ખરેખર ખૂબ જ મોહની પ્રબળતા સૂચવે છે.

**પચ્ચ૦નું મહત્ત્વ**

પ્રસ્તુતમાં વાત એ છે કે–

આ અધ્યયનમા પચ્ચક્ખાણ–પ્રતિજ્ઞાનું મહત્ત્વ છે. અહીં કદાચ કો'ક ઉપલકીયા વિચારવાળો કહે કે અહિંસા આદિ જે પાંચની વાત તમે કરો છો તેમા નવું શુ છે?

બીજા ધર્મવાળાઓ પણ વ્રત, મહાવ્રત, યમ, નિયમ શિક્ષા કુશળ ધર્મ આદિ જુદા જુદા નામોથી અહિંસા આદિ પાંચને માને જ છે, તો તમે નવું શું કહો છો?

અન્યદર્શનીઓની બધી વાતો મિથ્યાત્વી છે એમ કહેવું પણ સારૂં નથી.

વસ્તુ એકજ હોય તો નામનો ઝઘડો શા કામનો? એવો ઝઘડો કરવો તે ખરેખર દષ્ટિસંમોહ નામનો હલકો દોષ કહેવાય!

આ બધી વાત વાદીની થઈ!

અહીં વિચારવાની વાત એ છે કે–

વસ્તુનું સ્વરૂપ સરખુ હોય તો નામનો ઝઘડો કરવો વ્યાજબી નહીં, પણ અહી તો મૂળમા–પાયામા જ ભેદ છે!

અન્ય દર્શનીઓ યમ, નિયમ–શિક્ષા આદિ નામે જે કહે છે તેમા અને અધ્યયનમા બતાવાતા અહિંસા આદિમા ઘણો ફરક છે

પચ્ચક્ખાણ–પ્રતિજ્ઞાના ધોરણે અહિંસા આદિનું મહત્ત્વ જ્ઞાનીઓએ જે દર્શાવ્યુ છે, તે દૃષ્ટિએ તો વસ્તુ સ્વરૂપમા જ આકાશ–પાતાળનુ અતર પડે છે, એટલે વાદી દૃષ્ટિસમોહ દોષની આપત્તિ આપે તે ખરેખર ઉચિત નથી!

મૂળ વાત એ છે કે–અહિંસા આદિનુ પાલન પચ્ચ રૂપે થવું જરૂરી છે પચ્ચ એટલે આશ્રવોનો પરિહાર, આ દૃષ્ટિથી અહિંસા આદિનુ પાલન જ્ઞાનીઓએ વિહિત કર્યું છે

અન્ય દર્શનીઓની માન્યતા એવી હોય છે કે–અહિંસા આદિનુ પાલન કરવાથી પાપ રોકાય એ વાત અન્ય દર્શનીઓના ખ્યાલમા જ નથી જે કેવળ અહિંસાદિના પાલનના પાયામા રહેલ છે

અર્થાત અહિંસાદિનું પાલન પચ્ચ રૂપે આશ્રવોને રોકવા રૂપે મહત્ત્વનું છે આ વાત સ્વીકાર્યા વિના શબ્દની સમાનતાથી ભોળવાઈ જવુ ઠીક નથી

## પચ્ચ ની મહત્તા બાબત કૂટ દલીલ

અહીં કદાચ કોઈ એમ કહે કે–આ બધી લમણાઝીક શી? અહિંસાદિનું પાલન આશ્રવ રોકવા રૂપે કે પુણ્યબંધના કારણ રૂપે ગમે તે રીતે ઉપયોગી માને! પણ અહિંસા આદિ તો જૈનતરો માને છે ને! બસ પતી ગયું! ભલેને ગમે તે રૂપે માને! ખાટલામા આમ સુઓ કે આમ! પણ કમ્મર તો ખાટલા વચ્ચે આવે ને!

આવી કૂટ દલીલ સામે ખરેખર ખૂબ જ હોશીયારી રાખી વસ્તુનો નિર્ણય કરવાની પ્રવૃત્તિ કરવી જોઇએ!

### વેપારી ધોરણે ફૂટ તર્કનો જવાબ.

ભલા! તમે બધા સામાન્ય બુધ્ધુ તો નથી જ. વેપારી માનસ-વાળા છોને!

હુ તમને પૂછું કે ૨૫૦ લેખે લીધું અને ૫૦૦ લેખે વેચ્યું. અને ૫૦૦ લેખે લીધું અને ૨૫૦ લેખે વેચ્યુ, એ બેમાં કશો ફરક ખરો કે નહીં!

**સભામાંથી.** અરે! દીવા જેવો ફરક! એકમાં ૨૫૦ નો લાભ! બીજામા ૨૫૦ નું નુકશાન! નાનો છોકરો પણ માને તેવી સીધી-સાદી વાત છે ને!

ભલાભાઈ! વેપારી માનસના ધોરણે તમે અંદરનો ભેદ પારખી કાઢયો! બાકી આમ ઉલાડી રીતે તો બંને સોદામાં ખરીદ્યું ને વેચ્યુ છે, માલ પોતે નથી રાખ્યો, નો એકમા લાભ કેમ? અને બીજામાં નુકશાન કેમ? વેચ્યુ તો બેય સોદામાં છે ને! પછી અંતર શું? એમ સ્થૂલ બુદ્ધિવાળો તો કહેને?

### પચ્ચ. સંબધી જૈન-જૈનેતરની માન્યતાનું અતર

એ રીતે એક પાપ રોકવા માટે અહિંસા આદિ પાલન કરે! બીજો પુણ્યને આવવા-વધારવા અહિંસા આદિનું પાલન કરે! એ બે વચ્ચે આમ ભલે અંતર દેખાતું ન હોય કેમકે બંનેમા અહિંસા આદિનું પાલન હોય છે પણ ઉંડાણથી વિચારતાં સ્પષ્ટ સમજાય તેમ છે કે પાપને રોકવા માટે અહિંસા આદિનું પાલન કરવામાં અહિંસા આદિ આપણા ઘરની પોતીકી ચીજ કહેવાય, અને પુણ્યને આવવા મેળવવા માટે અહિંસા આદિનું પાલન કરવામાં અહિંસા આદિ પારકા ઘરની ચીજ ગણાય.

કેમ કે જ્ઞાનીઓએ આત્માને ચારિત્ર સ્વરૂપ જણાવી ચારિત્રને રોકનાર અવિરતિ ને પાપ રૂપ જણાવેલ છે. જેટલા અંશમાં તે અવિરતિ રૂપ પાપ રોકાય તેટલું વ્યાજબી માને, પણ જેઓ આત્માને જ્ઞાનમય કે ચારિત્રમય ન માને તેઓને પચ્ચક્ખાણ બહારની ચીજ થાય.

આમ સૂક્ષ્મ રીતે જૈન-જૈનેતરોના અહિંસા આદિના પાલનમા પાયાનો જ મોટો ફરક પડે છે

## ચારિત્ર આત્માનો સ્વભાવ છે

જૈનોની તો એવી ચોક્કસ માન્યતા હોય છે કે-

"णाण च दसण चेव चरित्त च तवो तहा।
वीरिय उवओगो य पय जीवस्स लक्खण॥

અર્થાત્ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ આત્માનુ સ્વરૂપ લક્ષણ છે

એટલે જ્ઞાન, દર્શન ચારિત્ર આત્માના સ્વરૂપ રૂપ છે, તો અચારિત્ર એ આત્માનો વિભાવ થયો કહેવાય તો જેટલે અશે તે અચારિત્ર-વિભાવ રૂપ પાપ રોકાય તેટલે અશે જૈનો તો વધુ મહત્ત્વનુ માને

## સાચા જૈનની માન્યતા શી?

એટલુ જ નહીં પણ આવી સાચી માન્યતા જેને ન હોય તેને કર્મનો બધ ન માને, અને વિરતિનો પ્રતિબધ ગણે! બધના કારણ કરણ તરીકે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય, યોગને માનીને વિરતિના બળે રોકાયાની વાત જૈનોની ગળથુથીમા હોય!

આ જાતની ગળથુથીના તત્ત્વને વિકસાવવા માટે પચ્ચ૰ની જરૂરીયાતનો વિચાર ચોથા અધ્યયનમા જણાવી ગયા

## પાચમા અધ્યયનમા શુ?

હવે પાચમામા પચ્ચ૰ કોણ ખરેખર લઇ શકે? અર્થાત્ ભાવ-પચ્ચક્ખાણના અધિકારી કોણ? એ વાત વિચારાય છે

પચાચારની મર્યાદામા સ્થિર થયેલો કે થવા મથતો પુણ્યાત્મા ભાવપચ્ચ૰નો સાચો અધિકારી છે

અર્થાત્ આત્માને આચાર=જ્ઞાનીઓની આજ્ઞા-મર્યાદા પ્રમાણેની જીવન પદ્ધતિમા વ્યવસ્થિતપણે રાખવા માટે જેની તત્પરતા કટિબદ્ધતા

મોક્ષરૂપ કાર્ય સાધનારને દેવલોક કે મનુષ્યભવ રૂપ વચ્ચે વિસામો મળે; ફરી મોક્ષરૂપ કાર્યની સાધના આગળ ધપે

એટલે પચ્ચક્ખાણના અધિકારી તરીકે તે ગણાય જેના કે હૈયામાં જ્ઞાનીઓની આજ્ઞા પ્રમાણે જીવન પદ્ધતિ ગોઠવવા રૂપે પંચાચારની મર્યાદામા સ્થિર થવા રહેવાની પ્રબળ તમન્ના હોય.

આ તમન્ના એવી કે મોક્ષરૂપ કાર્યની સાધના ના તીવ્ર ઝંખના રૂપ હોવી જોઈએ, ભલે તેમાં વિલંબ થાય, તેમજ જીવન-મરણની દરકાર રાખ્યા વિના. પ્રબળ ઇચ્છા રૂપ આ ઝંખના હોવી જોઈએ.

## પચ્ચ૦ એ આત્માનો સ્વભાવ છે

વળી પચ્ચ. એ આત્માનો સ્વભાવ રૂપ ગુણ છે. કેમકે આશ્રવોને રોકવા રૂપે પચ્ચ. ચારિત્રનુ અંગ છે. અને તે રીતે સિદ્ધ ભગવતોમાં પણ અનંતજ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર છે. આ જાતનું પચ્ચ૦ આચારમાં સ્થિત હોય તેને ટકી શકે.

આચારશુદ્ધિ ઉપર જેની દૃષ્ટિ સ્થિર હોય તે પચ્ચ૦માં ટકી શકે, ભલે ! તે પ્રમાણે ટકી ન શકાય પણ દૃષ્ટિ તો આચારશુદ્ધિના લક્ષ્ય ઉપર રાખવી જોઈએ

## પચ્ચ૦ માટે આચારશુદ્ધિના લક્ષ્યની જરૂર

વ્યવહારમાં પણ ખેતી પાછળ કાળી મજુરી કરનાર કણબી-ખેડૂત પણ બહેતા અનાજના પાક ઉપર નજર રાખે છે, ભલે ! તેમાં સાથે ઘાસ આવે જ છે પણ અજાણ કણબી પણ એમ તો નથી બોલતો કે માનતો કે ઘાસ-કડબ મેળવવા ખેતી કરૂં છું.

તેમ પચ્ચ૦નો ખરો અધિકારી તે કહેવાય કે જે આચારશુદ્ધિના દૃઢ લક્ષ્યવાળો હોય

સામાન્યથી દરેક ધર્મની ક્રિયા પાછળ આપણે કર્મનિર્જરાનો ઉદ્દેશ રાખવાનો છે ધર્મથી આત્માનું કલ્યાણ થાય એ વાત મુખ્ય રીતે ધારણામાં રાખવાની છે, પરિણામોમાં ટકી ન શકાય કે આત્મ

કલ્યાણનું લક્ષ્ય વિચલિત થઇ જાય અને પુણ્ય બધાઇ જાય તે વાત જુદી ! પણ પુણ્યબંધનો ઉદ્દેશ નહી

એટલે પચ્ચ૦થી આચારશુદ્ધિનુ લક્ષ્ય મુખ્ય રાખવુ જરૂરી છે, પચ્ચ૦ લીધા પછી તે અસ્ખલિત-અખંડિત અને અબાધિત રૂપે ટકયુ રહે તે માટે આચારશુદ્ધિ જરૂરી છે

## આચારશુદ્ધિ માટે અનાચારનો ત્યાગ જરૂરી છે

અહીં એક વાત ખાસ ધ્યાનમા રાખવા જેવી છે કે-આચારશુદ્ધિના લક્ષ્યની સફળતા અનાચારના ત્યાગ સાથે સંકળાયેલી છે

અનાચારના ત્યાગ સિવાય આચારનુ પાલન યોગ્ય રીતે થઇ ન શકે તેથી આચારશુદ્ધિ મેળવવા ઇચ્છતા પુણ્યાત્માએ અનાચારનો યથાશકય પરિહાર કરવા ઉપયોગ રાખવો જોઇએ

આમ છતા આચારનુ પાલન જેમ અનાચારના ત્યાગ વિના સંભવિત નથી, તેમ અનાચારનો ત્યાગ પણ આચારના પાલનની તત્પરતા વિના શકય નથી આ રીતે બંને વાત પરસ્પર સાપેક્ષ છે

આ કારણે આ (પાચમા) અધ્યયનનુ નામ "આચારા-નાચાર શ્રુત" પણ પૂર્વે વિચારાઇ ગયુ છે

## અનાચાર ત્યાગની સાપેક્ષ મહત્તા

ખરી રીતે વિચારતા એમ સમજી શકાય છે કે-આચાર એ કૂવાના છાયડા જેવો છે, ભલેને ૭૦ હાથ ઉંડો કૂવો હોય, પણ તેનો છાયડો નાના ગલુડીયાને પણ તાપથી બચવા માટે ઉપયોગી ન થાય જ્યારે અનાચારનો ત્યાગ એ પાચ-સાત હાથ ઉચા ઝાડના છાયડા જેવો છે કે જેની નીચે તાપમા બળ્યા-ઝળ્યાને થોડીક શાતિ મળે છે ભલે ને પછી કેરડાના ઝાડનો છાયડો હોય

આ ઉપરથી એમ ફલિત થાય કે અનાચારના ત્યાગની મહત્તા વધુ છે, તેના ઉપર આચારશુદ્ધિનુ સાપેક્ષ મહત્ત્વ છે, એટલે અનાચારના ત્યાગ રૂપ પચ્ચ૦ના આધારે જ્ઞાન, માન્યતા, આચારશુદ્ધિ

આદિનું મહત્ત્વ નાનકડા પણ ઝાડના છાંયડા જેવું છે, અનાચારના ત્યાગ વિના જ્ઞાન, માન્યતા, આચારશુદ્ધિ આદિ ફૂવાના છાંયડા જેવું ગણાય.

## દેવો સંવર-નિર્જરાના અધિકારી કેમ નહીં ?

સમ્યગ્દષ્ટિ દેવો અનાચારના ત્યાગની શકયતાના અભાવે ઉચ્ચ આચાર-વિચારના પાલનની ભૂમિકાએ વ્યવહારથી દેખાતા છતાં સંવર-નિર્જરાના યથાર્થ અધિકારી બની શકતા નથી.

અર્થાત્ પંચાચારના પાલનમાં પ્રવૃત્તિ થવા છતાં પણ અનાચારના ત્યાગ રૂપ પચ્ચ૦ના અભાવે આરાધક પણ પુણ્યાત્મા મોક્ષમાર્ગ તરફ વધી શકતો નથી.

જુઓ! નારકીને સમ્યક્ત્વ હોય ને! મતિ આદિ ત્રણ જ્ઞાન હોય ને! દેવો પણ સમ્યક્ત્વ અને ત્રણ જ્ઞાનવાળા હોય છે ને! તેમ જ નારકીના જીવો દુઃખ સહન પણ કેટલું બધું કરે છે! છતાં અનંત કાળમાં પણ કયારેય એવું બન્યુ છે ખરૂં કે-કોઇ દેવ કે નારકી મોક્ષમા ગયો હોય ?

ટુંકમા વાત એટલી કે-સાચો આચાર કથનીનો નહીં પણ કરણીનો જ્ઞાનીઓએ દર્શાવ્યો છે. તેથી અનાચારના પરિહાર રૂપે પચ્ચ૦ રૂપ કરણી જરૂરી છે?

## કથની-કરણીની એકરૂપતા જરૂરી છે

જુઓ! અવિરત સમ્યગ્ દષ્ટિને માત્ર કથની જ છે ને? દેશ-વિરતિવાળાને પણ માત્ર સવાવસાની દયા એટલે તે સિવાય બધું માત્ર કથની જ છે!

એટલે કરણી વગરની કથની જિનશાસનમાં વજુદવાળી નથી.

આજે ચૌદશ છે, પર્વનો મોટો દિવસ છે, કંઇક ભાગ્યશાળીઓએ પૌષધ કર્યા છે, જેઓ પૌષધ ન કરી શકયા તેઓ પણ જો આ કરણી તરફ આદરવાળા રહે કે આપણા કમભાગ્ય કે આપણે

આજે પર્વના દિવસે કઈ કરી શકયા નહીં, તો તેઓનું સ્થાન આરાધક તરીકે જિનશાસનમા રહે

## કરણીની ખામીને ઢાકવા કગતો કુતર્ક

પણ કેટલાક અજ્ઞાની જીવો સ્વચ્છદ પ્રવૃત્તિ જીવહિસા આદિની કરે અને બચાવ ખાતર એમ કહે કે એ તો એ જીવોના પાપનો ઉદય કે આ રીતે મરે છે આ રીતે કરણીની ઉપાદેયતા જ ન કબૂલે, ઉપરથી પાપને છાવરવાનુ સાહસ કરે ત્યા શું કહેવુ ?

ખરેખર તો વિચાર એમ કરવો જોઇએ કે પાપનો ઉદય એ જીવોનો કે મ્હારો ? અને એ જીવોના પાપના ઉદય કરતા વધુ ગાઢ પપોદય મ્હારો છે કે–આવી અનર્થકર પ્રવૃત્તિને છોડવાની વિચારણાના બદલે છાવરવાનું મન થાય છે।

એ જીવોને પાપનો ઉદય છતા ભાગ્યનો ઉદય સાથે છે જ, જેથી કે તેઓ દુ ખ ભોગવીને પાપ તોડી રહ્યા છે, પણ અજ્ઞાનવશ આવી સ્વચ્છદ પ્રવૃત્તિ કરનારા જીવો તો પાપ કરે છે, ઉપરથી તેની હેય બુદ્ધિ ન હોવાથી નવા પાપના પોટલા સર્જે છે

તો પાપનો ઉ ય કોનો અનિષ્ટ ? ખૂબ જ સ્વસ્થતાથી વિચારો!!!

કરણીનો મેળ નથી ફક્ત કથનીમા જ અટ રહ્યા છે, તેવાઓને જ આવી ભળતી વિચારણાઓ સુચવે છે ?

## કથની-કરણીના મેળવાળાની મનોદશા

પર્વના દિવસે લીલોતરીનો ત્યાગ ન કરી શકનારો કથનીમા જ અટક્યા હોય તો લીલોતરીના જીવનો પાપોદય સમજે પણ કરણીની ઉપાદેયતા સમજનાર પુણ્યાત્મા હૈયામા અરેરાટી ધરાવે કે આજે પર્વના દિવસે હુ લીલોતરી પણ છોડી શકતો નથી ખૂબ જ વિષમ પાપનો ઉદય મ્હારો છે એમ સમજે।

આ ઉપરથી એમ સમજાય છે કે–કથની અને કરણીનો મેળ જાળવ્યો હોય તો સાચો આચાર પાળ્યો કહેવાય

## પ્રાસંગિક બાલદીક્ષાનું રહસ્ય

ઘણી વાર આવી શંકા કરવામાં હોય છે, કે બાળકોને નાની ઉંમર તો તેની ત્યાગની કિંમત સમજતી નથી. જેમ કે બાળમુનિઓને જોઈને કેટલાક લોક કહેવા તૈયાર થાય કે દીક્ષા કરી, પણ આ નાના બાળકો શું સમજે?

તો આ કેવળ બાળક દીક્ષાની વાત ઉપયોગી જ છે કે બાળકોને ઉપાદેય નહીં કે ઉતારવા જેવી માની નથી માટે ઉપાદેય છે

વ્યવહારમાં લગ્ન કરાય છે તો લગ્ન કરનારો નાની કે મોટી ઉમરનો પણ હોય, લગ્ન એટલે શું? અને લગ્નની જવાબદારી કેટલી? લગ્ન કર્યા પછી ભરણ-પોષણની કેટલી જવાબદારી માથે આવશે? એ બધું સમજતો નથી હોતો તો પણ લગ્નનું આનંદ કરણી રૂપે સમજતો હોય ત્યાં કોઈ શંકા નથી બોલતું કે કે શું? આ નાના બાળકો લગ્નમાં શું સમજે? આદિ.

દીક્ષા માટે તો નાની-કે મોટી ઉમરમાં દીક્ષા આપવા ધ્યાન રખાય છે કે બાળક કેવુ છે? જૈનકુળમાં જન્મેલ છે, કે કેમ? કે જેને ગળથુથીથી સંસ્કાર એવા મળ્યા છે કે અમારા સાધુ સ્ત્રીને ન અડે. કોઈ પણ બાળક સાધ્વીને અડશે નહી, તેમ જ કોઈ બાલિકા સાધુને અડશે નહીં, અડી જવાય તો પાપ લાગશે એવી ધારણા કુળ સંસ્કારથી ઘડાયેલા હોય છે.

એ રીતે ગોરજી-જતિને રેલગાડી-મોટરમાં ફરતાં જોવા છતાં નાનું બાળક પણ કુળ સંસ્કારોથી સમજે કે ના! આ મહારાજ નથી! આ તો ગોરજી છે! અમારા મહારાજ તો ગાડી-મોટરમાં ન બેસે.

આ રીતે કુળ સંસ્કારથી પાયાની સમજણ હોય જ છે? તો પછી દીક્ષા તેને આપવામાં શો વાંધો હોય?

## લગ્નમાં જવાબદારીનું ભાન બધાને હોય છે?

લગ્ન કરવાની વખતે નાના બાળકને ભરણ-પોષણની જવાબદારીનો ખ્યાલ પણ નથી હોતો! પરણ્યા પછી કંઈ વાંધો પડે કે

બીજીવાર લગ્ન કરવુ હોય તો પરણેતરને ભરણ-પોષણ આપવુ પડે તેને સતાન હોય તો સતાન સાથે ભરણ-પોષણનો ખર્ચ આપવો પડે તેનો છોકરો કમાતો હોય તો પણ પરણેતર પૂરો ખર્ચ માગે, ન આપે તો કોર્ટે ઢસડે, અને સરકાર પણ કાયદાના બળે અપાવે

આ બધાનો ખ્યાલ પરણનારને નાની ઉમરમા નથી હોતો છતા ત્યા કરણી-કથની બને એક હોવાથી નાની ઉમરમા પરણવાની વાત સામે કાઇ ફરિયાદ નહીં

અને બાલ દીક્ષા સામે આટલી ઝુબેશ એ શું સૂચવે છે કે દીક્ષા કથનીમા છે કરણીમા ઉપાદેય તરીકે સમજાઇ નથી

અર્થાત્-કથની-કરણી બને એકરૂપ જેની બુદ્ધિમા હોય તે જ પોતાની જાતને અનાચારથી દૂર રાખી આચારમા ટકી શકે અને તે પુણ્યાત્મા પચ્ચ૦નો અધિકારી જાણવો

## આ અધ્યનની વ્યાખ્યાનો ઉપક્રમ

આ રીતે પચ્ચ૦ના અધિકારી તરીકે અનાચારના ત્યાગ સાથે આચાર પાલનની વાત જણાવીને આ અધ્ય૦મા જણાવાના આચારની વાતનું સમર્થન કર્યુ, હવે તે આચાર શબ્દની વ્યાખ્યા નિક્ષેપા દ્વારા જણાવે છે

## નિક્ષેપની વ્યાખ્યા અને મહત્તા

પૂ૦આ૦ **શ્રીભદ્રબાહુસ્વામીજી** પાચમા અધ્યયનના નિરૂપણ પ્રસગે આચાર શબ્દના નિક્ષેપા જણાવે છે નિક્ષેપા એટલે શું ? નિ=નિશ્ચયે કરી, ક્ષેપ=બુદ્ધિમા પદાર્થને સ્થાપવો, નિક્ષેપ=વસ્તુના અનેકવિધ સ્વરૂપને તે તે યોગ્ય રીતે બુદ્ધિમા સ્થિર કરવાનો પ્રયત્ન નિક્ષેપ માટે એવુ કહોય છે કે--

" जत्थ य ज जाणेज्जा, तत्थ य त णिक्खिवेज्ज सव्व ।
जत्थ य ण जाणेज्जा, णिक्खिवए चउक्कग तत्थ ॥ "

અર્થાત્ જ્યા જેટલું વસ્તુનું સ્વરૂપ જ્ઞાત હોય તે સઘળાની

વ્યાખ્યા કરવી, જ્યાં વધુ ખબર ન હોય તો ત્યાં. જઘન્યથી નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ એ ચાર નિક્ષેપનું વર્ણન તો કરવું જ !

કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યશ્રીએ પણ તીર્થંકરોની લોકોત્તર ઉપકારિતા દર્શાવતાં જણાવ્યું છે કે-

" नामा-कृति-द्रव्य-भावैः, पुनतस्त्रिजगज्जनान् ।
क्षेत्रे काले च सर्वस्मिन्नर्हतः समुपास्महे ॥

અર્થાત્ સર્વ ક્ષેત્ર અને સર્વ કાળમાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવથી ત્રણે જગતના પ્રાણીઓને પવિત્ર કરતા અરિહંતોની ઉપાસના કરીએ છીએ.

આ શ્લોકથી ચાર નિક્ષેપાનું વિશિષ્ટ મહત્ત્વ જણાય છે.

### જઘન્યથી પણ ચાર નિક્ષેપા કેમ ?

આ ઉપરથી એમ નક્કી થયુ કે-

ઓછામાં ઓછા પણ દરેક વસ્તુના ચાર નિક્ષેપા થાય જ !

તેનુ શું કારણ ? એ વિચારતાં સ્પષ્ટ જણાય તેમ છે કે-

દુનિયામાં શબ્દોનો વ્યવહાર નામ, આકાર, ભૂત કે ભવિષ્યની સ્થિતિ અને વર્તમાનકાલીન સ્થિતિ આ ચાર બાબતોને લઇને જ થાય છે.

કેટલાક શબ્દો એવા પણ છે જે કે ઉપર બતાવ્યા તે ચાર કરતાં વધુ બાબતો સાથે પણ સંકળાયેલ હોય.

તો શબ્દ વ્યવહાર કરવા માટે જેટલી બાબતો તે પદાર્થની સાથે સંકળાયેલી હોય તે સઘળી નિક્ષેપ તરીકે કહેવાય.

ઓછામા ઓછી નામ, આકાર, ભૂત-ભવિષ્યની સ્થિતિ અને વર્તમાનકાળનું સ્વરૂપ આ ચાર તો દરેક પદાર્થમાં હોય જ !

માટે જઘન્યથી પણ દરેક પદાર્થના ચાર નિક્ષેપા ( નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ ) થાય.

## નામાદિ ચાર નિક્ષેપ સમજવા માટે વ્યવહારૂ દૃષ્ટાન

દુનિયામા જોઇએ છીએ કે કોઈ પણ ચીજના આકાર અને તેના નામ ઉપરથી અમુક જાતનો વ્યવહાર નક્કી થાય છે

જેમ ઘડિયાળ તો બધી ખરી ! પણ અમુક આકાર અને કંપનીની એટલે તેના આકાર આદિ ઉપરથી ઘડિયાળની જાતો જુદી જુદી ગણાય તે રીતે પદાર્થની ભૂત-ભવિષ્યની અને વર્તમાનકાળની સ્થિતિ ઉપરથી પણ વ્યવહાર થાય છે

જેમ કે હુ બોલુ કે ઓઘો ! તમે પૂછો કે શુ કહ્યુ ? હુ કહું કે ઓઘો આ નામ નિક્ષેપો થયો

પછી ઓઘો કેવો ? તો આવો ! અથવા સાધુના ચિત્રમા ઓઘાની આકૃતિને અનુલક્ષી કોઇ પૂછે કે આ શુ ? તો કહે કે ઓઘો આ સ્થાપના નિક્ષેપો થયો

વળી કોઇ બાઈ સાધુ મહારાજને વહોરાવવા માટે ઓઘાની દશીઓ વણવા માટે ઉનની કોમ્ડીઓ લઈ બેઠી –કોઇ પૂછે કે બહેન ! શુ છે આ ! શુ કરો છો ? તો કહે કે–ઓઘો બનાવું છુ ભલે પદર દિવસ પછી ઓઘો (દશીઓ) તૈયાર થાય

આ દ્રવ્ય નિક્ષેપો થયો–કેમકે ઓઘાની ભવિષ્યકાલીન સ્થિતિ આશ્રી વ્યવહાર થાય છે

વણેલી દશીઓવાળા સુદર રીતે બાધીને તૈયાર કરેલ રજોહરણને પણ ઓઘો કહીએ છીએ તે ભાવ નિક્ષેપો થયો કેમકે ઓઘાની વર્તમાનકાલીન દશાના આધારે વ્યવહાર થાય છે

આ રીતે નામ, આકાર, કારણ અને કાર્ય એ ચાર રીતો દરેક પદાર્થને ઓળખાવવા માટે જરૂરી છે

ખરેખર પદાથ માત્રને સાચા સ્વરૂપમા ઓળખવા આ ચાર બાબતો જરૂરી છે

તેથી જ ચાર નિક્ષેપા સાર્વત્રિક છે

## સ્થાપના નિક્ષેપ ન માનનારાઓની મનોદશા

અહીં વિચારણીય બાબત એ છે કે-દુનિયાના પુસ્તક, ઘડિયાળ આદિ પદાર્થો કે ઓઘા આદિ ધાર્મિક ઉપકરણોમાં ચાર નિક્ષેપા માનવા જ પડે, તે વિના વ્યવહાર અટકી પડે, એટલે માન્યા વિના છુટકો નહીં, તેથી માને છતા શ્રી તીર્થંકર દેવપ્રભુના સ્વરૂપની ઓળખાણ માટે ચાર નિક્ષેપાની વાત આવે ત્યારે ભડકી ઉઠે, ને કહે કે સ્થાપના નિક્ષેપ અમોને માન્ય નથી. આમ કહેનારા આપણા સ્થાનકવાસી ભાઈઓ કેમ એટલું વિચારતા નહીં હોય કે વસ્તુના સ્વરૂપના અંગભૂત આકારને જણાવનાર સ્થાપના નિક્ષેપો અમાન્ય કેમ?

જેમ નામને જણાવનાર નામ નિક્ષેપ, કારણાવસ્થા ભૂત-ભવિષ્યની અવસ્થાને જણાવનાર દ્રવ્યનિક્ષેપો, અને કાર્યાવસ્થા-વર્તમાનકાલીન અવસ્થા જણાવનાર ભાવ નિક્ષેપ માન્ય છે તો વસ્તુના આકારને જણાવનાર સ્થાપના નિક્ષેપ કેમ માન્ય નહીં ? ? ?

ચોપડીમાં લેખકનો ફોટો, સુધારનારનો ફોટો, પૈસા આપનારનો ફોટો હોય તેનો વાંધો નહીં. વાંધો આવે ફક્ત ભગવાનના ફોટા સામે ! આમ કેમ !

તેમની સભામાં શ્રોતા તરીકે જનારાઓમાં કોઇના કપાળે મહાદેવનું આડું ટીલું હોય તો વાંધો નહીં. પણ કો'ક પીળા ચાંલ્લાવાળા શ્રાવકને જુએ કે એમને કઇનું કંઈ થઈ જાય ? અને ઝટ ખંડન શૈલિમાં ઉતરી જાય !

આ શું અભિનિવેશનું તોફાન નથી ?

તેમના સાધુ કાળ કરી જાય તો તેની પાલખી કરે, ઠાઠથી કાઢે છે તો જડ શરીર, છતા તેના આડંબર કરે પણ પ્રભુ પ્રતિમાની પૂજા-ભક્તિ એમને ખૂચે !

ટુંકમાં કહેવાની વાત એ કે-

દુનિયાના કોઇ પણ પદાર્થની ટુંકી પણ માહીતી આપવા માટે

ચાર નિક્ષેપા જોઈએ જ ! તે વિના વસ્તુનુ સાચુ સ્વરૂપ જાણ્યુ ન કહેવાય !

## નિક્ષેપ દ્વારા આચાર-સંપન્નતાનો નિર્ણય

પ્રસ્તુતમા આ અધ્યયનનુ આચારશ્રુત જે નામ છે, તેમા આચારના ચાર નિક્ષેપ થાય છે તે જાણ્યાથી જ આ અધ્યયનમા પચ્ચ૦ના અધિકારી તરીકે જણાવાતા આચાર-સંપન્નની યોગ્યતાનો નિર્ણય સમજી શકાય

તો હવે તે આચારના ચાર નિક્ષેપ કેવી રીતે થાય છે ? તેનું સ્વરૂપ કેવુ છે ? વગેરે અધિકાર નિર્યુક્તિકાર ભગવંત પૂ૦ આ૦ શ્રી ભદ્રબાહુસ્વામીજી ફરમાવશે તે અધિકાર અત્રે વર્તમાન



**મનનીય શાસ્ત્રાજ્ઞાઓ**

० आगमेण सदा परकममिज्जासि

વિવેકીએ શાસ્ત્રાજ્ઞા મુજબ વીર્યોલ્લાસ પૂર્વક પ્રવર્તવા તત્પર થવુ જોઈએ

० पणया वीरा महावीहिं

શ્રી તીર્થંકર પ્રભુએ પ્રરૂપેલ પંચાચારના બાબતના રાજમાર્ગ પર વીર્યોલ્લાસપૂર્વક વધનારા વીરપુરૂષો કહેવાય છે

—શ્રી આચારાંગસૂત્ર

## વ્યાખ્યાન ૧૦

णामं ठवणायारे दव्वे भावे य होंति णायव्वो ।
एमेव य सुत्तस्स, णिक्खेवो चउव्विहो होंति ॥

શાસ્ત્રકારમહારાજા નિર્યુક્તિકાર ચૌદપૂર્વધર શ્રુતકેવલી આચાર્ય **શ્રી ભદ્રબાહુસ્વામીજી શ્રી સૂત્રકૃતાંગસૂત્ર**ના બીજા શ્રુતસ્કંધના પાંચમા અધ્યયનની નિર્યુક્તિ શરૂ કરતા પૂર્વે ચોથા અધ્યયનમાં પચ્ચ૦ની ક્રિયાનું મહત્ત્વ દર્શાવતાં જણાવી ગયા છે કે

### દૃષ્ટિ સંમોહ એટલે ?

પ્રતિજ્ઞાને દરેક આસ્તિક દર્શનકારોએ માન્ય રાખી છે. જૈનેતરોએ વ્રત નિયમ શિક્ષા રૂપે અને જૈનોએ મહાવ્રત રૂપે હિંસાદિની પ્રતિજ્ઞા જણાવી છે.

આમાં શબ્દભેદને લઇ વિવાદને સ્થાન નથી, આપણે હિંસાદિના ત્યાગને મહાવ્રત કહીએ જ્યારે બીજાઓ વ્રત, નિયમ, શિક્ષા કે કુશળધર્મ કહે !

તેમાં તકરાર નથી, કેમકે પૂ૦ આ૦ **શ્રી હરિભદ્રસૂરિજી** મ૦ના જણાવવા પ્રમાણે જૈનત્વના પગથારે ચઢેલાને **દૃષ્ટિસંમોહ** ન હોય.

**દૃષ્ટિસંમોહ** એટલે જ્યાં ગુણની અપેક્ષાએ પરમાર્થમાં ફેર ન હોય, આપણે મહાવ્રત શબ્દથી જે કહેવા માગીએ, તે જ વાત જો જૈનેતરોના વ્રત નિયમ આદિ શબ્દોથી જણાવાતી હોય તો શબ્દભેદથી ભડકવું તે **દૃષ્ટિસંમોહ.**

નામ-સંજ્ઞાના શાબ્દિકભેદથી વસ્તુ સ્વરૂપની ભિન્નતા ન હોવા છતા શાસ્ત્રોમાં પરસ્પર વિરોધાભાસ ઉભો કરવો તે **દૃષ્ટિસંમોહ**નુ ફળ છે.

પણ—

અહીં જરા ગંભીરતાથી તટસ્થપણે વિચારવાની જરૂર છે.

વિવેક અને જિજ્ઞાસાના સુમેળ વિના ગુરૂગમ મેળવવાની બેદરકારીથી ઘણીવાર શાસ્ત્રવાકયો પણ શસ્ત્રરૂપ બની જાય છે

પૂ૦ આ૦ શ્રી હરિભદ્રસૂરિજી મ૦ના વચનો અતિ ગંભીર હોય છે, લેભાગુનીતિથી અદ્ધરથી તે વચનોને પકડવા જતા મર્મ હાથમા ન આવે અને પરિણામે બુદ્ધિમા વિકૃતિ પેસી જાય

તેથી દષ્ટિસંમોહની વ્યાખ્યાને જરા સૂક્ષ્મતાથી વિચારવી જરૂરી છે

નહીં તો ગોળ-અને ખોળ બેયની એકરૂપતાની જેમ જગતના અન્ય ધર્મો સાથે જૈન દર્શનનુ સારૂપ્ય થઇ જશે તેમ થતા તાત્વિક દષ્ટિનો લોપ થઇ જશે, માટે દષ્ટિસંમોહની વ્યાખ્યાના રહસ્યને પારખવાની જરૂર છે

**પૂ૦ હરિભદ્રસૂરિજી મ૦ના વચનોની ગંભીરતા**

જૂઓ! આવુ જ પૂ૦ આ૦ શ્રી હરિભદ્રસૂરિજી મ૦ના નય સાપેક્ષ શ્લોક બાબત તેના મર્મને નહીં સમજવાથી થવા પામ્યુ છે

તે શ્લોક આ રહ્યો —

"पक्षपातो न मे वीरे, न द्वेष कपिलादिषु ।
युक्तिमद् वचन यस्य, तस्य कार्य परिग्रह ॥"

આ શ્લોકનો અર્થ આપણે માત્ર તાત્વિક-વિચારશૂન્ય પણે ઉપલકીયા રાગ-દ્વેષ નહીં કરવા પૂરતો ઘટાવીએ છીએ

ખરી રીતે તો જિનશાસનની તત્ત્વનીતિ પ્રમાણે રાગ-દ્વેષમૂલક વ્યક્તિના પ્રામાણ્ય કે અપ્રામાણ્યને અનુચિત ઠરાવી આત્મહિતકર પદાર્થોના યથાર્થ નિરૂપણ અને તેની પદ્ધતિના આધારે વ્યક્તિના પ્રમાણ્ય-અપ્રામાણ્યની મહત્તા દર્શાવી છે

અથવા સ્વદર્શનનો અતાત્વિક પક્ષપાત અને પરદર્શનનો અનુચિત તિરસ્કાર સુજ્ઞ પુરૂષો માટે વ્યાજબી નથી એ આ શ્લોકનો ધ્વનિ છે

પણ! ઉંડી સમજણ અને વિવેકપૂર્વક ગુરૂગમથી તત્ત્વ વિચારની ગલિના અભાવે આવા શ્લોકોને અદ્ધરથી પકડી વિકૃત સત્યના પથે આપણે ધપી જઇએ છીએ

આ શ્લોકનો ઉપલકિયો અર્થ સ્થૂલ બુદ્ધિથી એમ ઉપજાવે કે જૂઓ! પૂ૦ આ૦ શ્રી હરિભદ્રસૂરિજી મ૦ને નથી તો જિનેશ્વર મહારાજના વચનો પર આગ્રહ, અને નથી અન્ય દર્શનકારોના શાસ્ત્રો

ઉપર અનાગ્રહ. તેઓ તો સર્વ દર્શન પર સમભાવ ધરાવતા હતા ...
....આદિ ! ! !

**पक्षपातो न मे वीरे० શ્લોકનું રહસ્ય**

પણ ભલા આદમી ! જરાક તો વ્યવહાર બુદ્ધિથી વિચાર કરવો હતો કે—

આપણા મુલચ દભાઇ ઉભા થઇને એમ જાહેર કરે કે "હું ચોર નથી ! હું ચોરી કરૂં નહીં ! મેં ચોરી કરી નથી."

તો આવું જાહેર કરવાની મૂલચદભાઇને જરૂર ક્યારે પડે જ્યારે કે–એમના પર ચોરીનો ખોટો આરોપ આવ્યો હોય ત્યારે ને !

એટલે પૂ૦ આ૦ શ્રી હરિભદ્રસૂરિજી મ૦ પોતાના અનેક ગ્રંથોમાં ઠેકાણે–ઠેકાણે વાતે–વાતે લીટીએ–લીટીએ પ્રભુ મહાવીર ભગવંતના તત્ત્વજ્ઞાનનું મંડન–પોષણ અને અન્ય દર્શનીઓની વિચાર ધારાનુ ખંડન–નિરસન કર્યું હશે. ત્યારે સ્થૂલ બુદ્ધિવાળા કોંકની ટકોર થઇ હશે કે–

"તમે તો જિનશાસનના રાગી અને અન્ય દર્શનના દ્વેષી છો એટલે જ તમે આટલો બધો ઝડો લઇને જિનશાસનના પદાર્થોનુ મંડન અને બીજાના મતનું ખંડન કરી રહ્યા છે."

એ વખતે પૂજ્ય આ૦ શ્રી હરિભદ્રસૂરિજી મ૦શ્રીએ પોતાની યથાર્થ મનોદશાનું ચિત્રણ "पक्षपातो न मे वीरे०" શ્લોકમાં દર્શાવ્યું.

મહાનુભાવો ! હું જે મહાવીર પરમાત્માના વચનોનું મંડન સમર્થન કરૂં છું તે કઇ અંધશ્રદ્ધાથી દોરવાઇને નહીં હો ! તેમજ સાંખ્ય, બૌદ્ધ, નૈયાયિક આદિનાં વિચારોનું ખડન જે તમને દેખાય છે. તે પણ તેમના પ્રતિ અણસમજભરી અરૂચિ કે દ્વેષથી નહીં હો !

પણ મને મારા હૈયામાં ઉગેલા વિવેકના પ્રકાશમાં હીરા અને કાચનો ભેદ જે પરખાય છે તેને હું મારા જેવા બીજા અલ્પજ્ઞોના હિતાર્થે જાહેરમાં મુકું છું.

વસ્તુ-સ્થિતિનુ નિરૂપણુ કરવુ એ કઇ ગુન્હો નથી !

ઝવેરીની સામે અસલી હીરો અને નકલી હીરો બને લઇ જાઓ પછી બરાબર તપાસ કર્યા બાદ ઝવેરી હીરાની કિંમત હજારો કે લાખોની કહે અને બનાવટી હીરાની કિંમત મામૂલી બતાવે તો એમા કઇ ઝવેરી રાગ-દ્વેષ કરે છે એમ તો ન જ કહેવાય !

રહસ્ય પૂર્ણ અન્ય વાક્યો

આ વાત વાત પૂજ્ય આ૦ હરિભદ્રસૂરીશ્વરજી મ૦ બીજે પણ જણાવે છે કે "न श्रद्धयैव त्वयि पक्षपात" તથા લઘુહરિભદ્રાચાર્ય પૂ૦ ઉપા૦ શ્રી યશોવિજયજી મ૦ પણ ફરમાવે છે કે—

"स्वागम रागमात्रेण, द्वेषमात्रात् परागमम् ।
न श्रयामस्त्यजामो वा किंतु मध्यस्थया दृशा ॥"
[ શ્રી જ્ઞાનસાર અષ્ટક ૧૬ શ્લો૦ ૭ ]

અર્થાત્ "જિનશાસનના આગમોને રાગ માત્રથી સ્વીકારતા નથી તેમ બીજાના શાસ્ત્રોને દ્વેષ માત્રથી છોડતા નથી, પણ મધ્યસ્થ દૃષ્ટિથી ગુણ-દોષની પરીક્ષા કરવા પૂર્વક જિનશાસનના આગમો હિતકર જણાયા તેથી તેનો સ્વીકાર કરીએ છીએ અને અન્ય શાસ્ત્રો તાત્ત્વિક દૃષ્ટિથી યોગ્ય ન હોઇ તેનો ત્યાગ કરીએ છીએ"

ટૂંકમા કહેવાની વાત એ કે શ્રદ્ધા અને અંધશ્રદ્ધામા ઘણો તફાવત છે

મે પકડયુ તે સાચુ ! વસ્તુના સત્ય સ્વરૂપની જ્યા દરકાર ન હોય તેનુ નામ અંધશ્રદ્ધા ! કાલાન્તરે તે પક્ષપાત રૂપે પરિણમે

પણ ! ગુરુકૃપાએ સત્ય વસ્તુને ઓળખવાની તાત્ત્વિક દૃષ્ટિ સાપડી હોય અને તેના બળે હીરા-પત્થરાનો ભેદ પરખાય, જિનશાસન હીરા જેવુ લાગે અને અન્ય ધર્મો પત્થરા જેવા લાગે તેથી સાહજિક રીતે જિનશાસન પર રૂચિ અને અન્ય મતો પર અરૂચિ થાય, તે તો કઇ રાગ-દ્વેષ ન ગણાય

અહીં કદાચ કોઇ કહે કે–"આ તો બધી શબ્દ રતળ છે, વસ્તુ ગતે તો જિનશાસન પર આંધળો રાગ જ છે. તેથી જ આ બધી બોલવાની સફાઇ છે. આદિ."

આ વાતનો ખુલાસો શ્લોકના ઉત્તરાર્ધમા કર્યો છે કે–

"युक्तिमद् वचनं यस्य, तस्य कार्यः परिग्रहः"

ખરેખર ! તર્કસંગત–યુક્તિગમ્ય જેનું વચન હોય તેનો સ્વીકાર કરવો જોઇએ

**એટલે કે દુનિયામાં ડાહ્યા સમજુ કે વિવેકી કોને કહેવાય?**

**કે જે યુક્તિસંગત વચનનો સ્વીકાર કરે તે!**

સજ્જન માણસની આ ખાસીયત હોય છે, કે યુક્તિસંગત જે લાગે તેનો સ્વીકાર કરે અને યુક્તિગમ્ય ન હોય તેનો પરિહાર કરે।

પૂ૦ હરિભદ્રસૂરિ મહારાજ પણ જણાવે છે કે ભગવાન **મહાવીર** મહારાજાનું વચન યુક્તિસંગત લાગે છે, તેથી તેમના વચનનો સ્વીકાર કરૂ છું. અને પરિણામે તેના પર મમત્વ–રાગ કેળવાય છે. તેમ જ અન્ય દર્શનવાળાના વચનો યુક્તિસંગત ન લાગવાથી તેનો પરિહાર કરૂં છું, પરિણામે તેના પર અરૂચિ થાય છે.

આ રીતે ગંભીર પણ યથાર્થ તત્ત્વદર્શન કરનારા મહામના પુણ્યાત્મા **શ્રી હરિભદ્રસૂરીશ્વરજી** મ૦ના નામે આજે એમ કેહેવાય છે કે–"એ આચાર્ય તો સર્વદર્શનસમભાવી હતા! એમને "જૈનમતે આમ છે અને અન્યમતે આમ છે? એ બધી ભાંજગડ ન હતી" આવું કહેવુ–પ્રચારવું ખરેખર તે પુરુષની અલૌકિક દિવ્ય પ્રતિભાને કલંકિત કરવા જેવું છે

ખરેખર આવા શ્લોકોના પરમાર્થ ગુરૂગમથી ગંભીર ભાવે સમજવા જરૂરી છે.

કલિકાલસર્વજ્ઞના શ્લોકનું રહસ્ય

આ પ્રમાણે એક બીજો શ્લોક છે, તેમા પણ અધૂરી સમજણથી ગોટે વળે છે

"भवबीजाङ्कुरजनना, रागाद्या क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥"

કલિકાલસર્વજ્ઞના અર્થગભીર આ શ્લોકને ખૂબ જ વિકૃત રીતે આજે ઘટાવાય છે

પણ ખરી રીતે આશય એ છે કે-

સસારને નવપલ્લવિત કરનાર રાગ-દ્વેષ-મોહ રૂપ બીજ જેના નષ્ટ થઈ ગયા છે, તેજ ખરેખર સુદેવ છે આવા સ્વરૂપવાળા નામથી ભલે ને બ્રહ્મા હોય, વિષ્ણુ હોય કે મહાદેવ હોય!

એટલે આમાં ઝોક શેના પર છે? "બધા દેવ બરાબર! નામનો ભેદ ભલે રહે!" એ વાત પર ઝોક નથી, પણ સુદેવત્વની અસલી વ્યાખ્યા રૂપે સસારને ઉપજાવનાર રાગાદિ દૂષણો જેના જીવનમાથી મૂળમાથી ક્ષીણ થઇ ગયા છે તે જ દેવ નમસ્કરણીય છે એ વાત ઉપર ઝોક છે

જો હરિ-હરાદિમા રાગાદિ દૂષણોનો સર્વથા અભાવ હોય તો અમને હરિ-હરાદિ નામોથી ભડકામણ નથી, પણ હરિ-હરાદિના જગપ્રસિદ્ધ સ્વરૂપોના વર્ણનમા ભારોભાર ડગલે ને પગલે સામાન્ય માનવીને ન છાજે તેવા વિષમ રાગ દ્વેષના ઉછાળા દેખાય છે, કે જેને ઈશ્વરની લીલાના નામે ઢાકવામા આવે છે

આ રીતે ગુરૂગમથી પરમાર્થ પામ્યા વિના સ્વચ્છદ મતિકલ્પનાથી જે તે ભળતી વાતો આપણી બુદ્ધિના વિકૃતિથી ઉપજાવી શાસ્ત્રોના રહસ્ય-દર્શી મહાપુરૂષોના વાક્યોની કિંમત ઘટાડવી ઉચિત્ત નથી!

દષ્ટિસમોહનું રહસ્ય

મૂળ મુદ્દાની વાત અહીં આપણે એ વિચારવાની છે કે

આપણે મહાવ્રત કહીએ, જૈનેતરો યમ, નિયમ કે કુશલધર્મ આદિ કહે તો શબ્દનો શો ઝગડો? અને તેમા પૂ૦ આ૦ શ્રી હરિભદ્રસૂરિ

ગ૦ નું વચન ગણી શબ્દભેદથી ઝગડો કરવો તે દષ્ટિસંમોહ નામે અધમ દોષ ગણાય એમ સ્પષ્ટ જાહેર કરશે, તે કેટલી બેહૂદી છે? એ સમજવા જેવું છે.

પૂ૦ આ૦ શ્રી હરિભદ્રસૂરિ મ૦ના વચનો ગંભીર હોય છે. તેનો વિચાર પણ ઉપલક બુદ્ધિથી ન થાય, તેના માટે આપણે પણ ગંભીર થવું પડે, તે રીતે વિચારીએ તો જ તેમના વચનોનો મર્મ થતા સમજાય!

વાત એ છે કે-શબ્દોનો ઝગડો આજથી નહીં, એટલી બાબુરી વાત પકડવાથી ન ચાલે, તેની પૂર્વે શું કહ્યું છે તે ધ્યાનથી જૂઓ! "गुण तस्तुल्ये तत्त्वे०" એટલે શબ્દભેદ ભલે રહો. પણ બંનેનું સ્વરૂપ એકસરખુ હોવું જોઇએ, જેમકે ભાતને ચાંવલ, ઓદનઃ કે RICE (રાઈસ) કહો પણ સ્વરૂપ તો સરખું જ છે ને! ભાત, ચાંવલ, ઓદન, કે RICE (રાઇસ) શબ્દભેદ છતાં ચીજ તો એક જ સ્વરૂપમાં સામે આવે છે. તો આવા પ્રસંગે ઝગડો કરવો તે દૃષ્ટિસંમોહ ગણાય.

પણ જ્યાં સ્વરૂપમાં જ ગોટાળો હોય, માત્ર શબ્દભેદ નહીં પણ સ્વરૂપભેદના કારણે કંઇના બદલે કંઇ સમજાવાતું હોય ત્યાં તો ગભીરતાથી વિચાર કરવો જ પડે, એને કોઇ ઝગડો કે શબ્દની લડાઈ રૂપે ઘટાવે તે તેની બુદ્ધિની ઓછાશ જાણવી, પણ તેથી કંઈ ભળતી ચીજોને સ્વીકારી અસલી ચીજ છોડી દેવી?

આ રીતે વસ્તુનો વિચાર અસલી રીતે તાત્વિક ધોરણે ન કરાય તો ઘણી વાર આવા શાસ્ત્રવાક્યો જે કે સમ્યક્ત્વ-શ્રદ્ધાને નિર્મળ રીતે ટકાવનાર છે તે પણ સમ્યક્ત્વને ધક્કા લગાડનારા થઇ જાય.

એટલે મૂળ સ્વરૂપમાં ફેર ન હોય તો નામનો ઝગડો ઇષ્ટ નથી. આપણે હિંસા આદિના ત્યાગ રૂપ પાંચ મહાવ્રતો માન્યા. બીજાઓએ યમ, નિયમ, શિક્ષા, કુશળધર્મ આદિ માન્યા, અહીં શબ્દનો ઝગડો નથી. પણ સ્વરૂપમાં જ ફરક છે.

## ચારિત્ર સબધી જૈન-જૈનેતરોની માન્યતા

જૈનોએ ચારિત્રને આત્માનુ સ્વરૂપ માન્યુ છે, તેને આવરનાર મોહનીયના ઉદયથી અવિરતિ અને તેમાથી હિસા આદિ વાતો ઉપજે, આ રીતે હિસા આદિના ત્યાગની મહત્તા કર્ત્તવ્ય રૂપે પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરવાની ફરજ રૂપે માની છે

જ્યારે જૈનેતરોએ, અવિરતિના પાપને રોકવાની વાતનો ખ્યાલ જ નહીં હોવાથી, અહિસા આદિનુ પાલન કરવાથી ધર્મ થાય, પુણ્ય વધાય એ રીતે અહિસા આદિનુ મહત્ત્વ માનેલ છે

આ પાયાનો ફરક છે

જૂઓ ! ચોથા અધ્યયનમા આ વાત વિચારાઇ ગઇ છે

હુ તમને પૂછુ કે-જૈન-જૈનેતરમા ફરક શો ?

કેસરનો પીળો ચાંલ્લો કરે તે જૈન ! બીજા નહીં ?

કેસરનુ તિલક તો માત્ર ઓળખાણ માટે છે તે કઇ વસ્તુનુ સ્વરૂપ નથી, જેમ કે તે તે દેશની પાઘડી તે તે દેશની ઓળખાણ માટે છે, તે રીતે જૈનત્વની ઓળખાણ માટે તિલક છે હૈયામા વસેલ જૈનત્વ વીતરાગ પ્રભુની આજ્ઞાના સ્વીકાર રૂપે કરાતા તિલકથી ઓળખાય છે

હકીકતમા જૈનત્વ તિલકમા નથી કેસરમા નથી, પણ અતરગ માન્યતાઓના સાચા ઘડતરમા જૈનત્વ છે તિલક અતરના ઘડતરને સૂચવનારૂ છે

અર્થાત્ જૈન "णाणच दसण चेव०" જીવને જ્ઞાનસ્વરૂપ, દર્શન સ્વરૂપ ચારિત્રસ્વરૂપ માને છે

આ ઉપરથી સ્વરૂપ તરીકે જ્ઞાન દર્શન, ચારિત્ર, વીર્ય અને ઉપયોગ માને તે જૈન, એ વ્યાખ્યા ફલિત થતી હોઇ ચેતના સ્વરૂપની જેમ ચારિત્રને પણ જીવનું મુખ્ય લક્ષણ માનવુ તે જૈનત્વના પાયામા જરૂરી છે

જૈનેતરો અહીં જ વિસંવાદ કરે છે તેઓ "ज्ञानाधिकरणमात्मा" આદિ શબ્દોથી ડબ્બામા જેમ ઘી રહે તેમ આધાર–આધેય રૂપે આત્માને જ્ઞાનનું અધિકરણ=આધાર માને છે, અર્થાત્ આત્મામા જ્ઞાન માને, પણ આગંતુક તરીકે! આત્માના સ્વરૂપ રૂપે નહીં.

આ જ મુજબ દર્શન, ચારિત્ર આદિ અન્ય આત્મ ગુણો માટે પણ જૈનેતરોની આવી જ ધારણા છે.

જૈનોની માન્યતાએ જ્ઞાનાદિગુણો આત્માના સાહજિક ગુણો મૌલિક–સ્વરૂપની જેમ અભેદપણે રહેલ છે. એટલે ચારિત્ર–વિરતિ એ આત્માના ઘરની ચીજ થઇ, તો તેને મેળવવા તેની આડે આવનારી પાપ પ્રવૃત્તિઓ કે અવિરતિને વિકાર તરીકે માની રોકવામાં શ્રેય સમજાય.

આ બધી વાત ચોથા અધ્ય૦માં વિગતવાર જ્ઞાનીઓએ સમજાવેલ છે, અહીં તો માત્ર તેનું સ્મરણ કરાવી આવું મહત્ત્વપૂર્ણ પચ્ચક્ખાણ....કે જે વિરતિ રૂપ આત્મસ્વભાવને પ્રકટાવનાર અને અવિરતિ રૂપ વિકારને રોકનાર છે..નો અધિકારી કોણ? એનો વિચાર આ પાચમા અધ્ય૦માં જણાવાય છે.

પંચાચારની મર્યાદાથી સંપન્ન હોય, પોતે તેમા ટકવા રૂપે પ્રયત્ન કરતો હોય તે પચ્ચ૦ (આપવા)નો અધિકારી છે.

આમાં સમજવા જેવી વાત એ પણ છે કે–પ્રથમ જણાવ્યા પ્રમાણે પચ્ચ૦ બે જાતના છે. પોતે તે પચ્ચ૦ની મર્યાદામાં હોય તો જ તે બીજાને પચ્ચ૦ આપી શકે, બીજું પોતે પચ્ચ૦માં ન હોય તો પણ બીજાને આપી શકે.

આ બે જાતના પચ્ચ૦ને પ્રથમ મૂળગુણ પચ્ચ૦ અને ઉત્તરગુણ પચ્ચ૦ રૂપે જણાવાયા છે.

તેથી જ પોરસી આદિ પચ્ચક્ખાણમા આગારો જુદા છે અને पच्चक्खाइ–पच्चक्खामि અને वोसिरइ–वोसिरामिની વ્યવસ્થા છે.

જ્યાર સામાયિક-પૌષધની પ્રતિજ્ઞામા કરેમિ-વોસિરામિની વ્યવસ્થા છે

કેમકે સામાયિક-પૌષધ આદિના પચ્ચક્‌ખાણ હિંસા આદિ મૂળભૂત પાપોને રોકવા માટે હોઇ તેમા જવાબદારી છે કે પોતે તે જાતની પ્રતિજ્ઞા લીધી હોય તો જ બીજાને તે પચ્ચ૦ની પ્રતિજ્ઞા કરાવી શકે !

વળી આ બધી વ્યવસ્થા પાછળ જ્ઞાનીઓનો ગભીર આશય એ રહ્યો છે કે-આત્માના મૂળભૂત સ્વભાવ રૂપ ચારિત્રની આડે આવનારા હિંસા આદિ પાપોને રોકવાની પ્રતિજ્ઞાની જવાબદારી તે જ બીજા પર લાદી શકે જે કે સ્વય યથાયોગ્ય રીતે તે જવાબદારીને વફાદાર હોય

જ્યારે નવકારશી-પોરસી આદિ પચ્ચક્‌ખાણો ઉત્તરગુણ પચ્ચ૦ તરીકે જીવન-શુદ્ધિના અગ રૂપ છે, તેથી તેમા સ્વય એકાસણું-આબિલ-ઉપવાસ કરેલ હોય તો જ બીજાને તે પચ્ચ૦ કરાવી શકાય તેવો નિયમ નથી જણાવ્યો

આ બધા વિવેચનના આધારે સમન્વય છે કે-પૂ૦ શીલાકાચાર્યજી મ૦ પચ્ચ૦ રૂપ ઇમારતના પાયા તરીકે આચાર શુદ્ધિને જણાવે છે

પૂ૦ આ૦ શ્રુતકેવલી **શ્રી ભદ્રબાહુસ્વામીજી** મ૦ પણ "સમ્યક્ પ્રકારે આચારમા વ્યવસ્થિત હોય તે પચ્ચ૦નો અધિકારી" વ્યાખ્યાનકાર મહર્ષિના આ શબ્દોના મર્મને વધુ સ્પષ્ટ કરવા આચાર શબ્દના ચાર નિક્ષેપા જણાવવા દ્વારા આ વાતનુ સમર્થન કરે છે

તે આ પ્રમાણે-

વ્યવહારમા જોઇએ છીએ કે ચીજ ગમે તે હોય પણ તેના ચાર સ્વરૂપો આબાલગોપાળ તુર્ત પ્રતીત થાય છે

નામ, આકાર, ચીજ, અને તેનું કાર્ય જેમ કે-ઘડિયાળ

ઘડિયાળ તે નામ, તેનો અમુક આકાર, ઘડિયાળ એક ચીજ અને તેનું સમય બતાવવાનું કાર્ય—આ ચાર ચીજો ગમે તે અલ્પજ્ઞને પણ તુર્ત સમજાય છે

**નામ–નિક્ષેપ** એટલે જે ફક્ત વસ્તુનું પરિચાયક હોય પણ શબ્દના અર્થ સાથે જેનો કંઈ સબંધ ન હોય તે

**સ્થાપના નિક્ષેપ**–એટલે જેમા નામ સાથે આકારની મુખ્યતા હોય, જેમ કે રૂપીયાની છાપવાળી નોટો કે સિક્કા તે તે કિંમતવાળી ગણાય છે. અહીં સ્થાપના=સિક્કા=છાપની મુખ્યતા છે.

સાંપ્રદાયિક આગ્રહથી દોરવાયેલ કેટલાક સ્થાપના નિક્ષેપને અમાન્ય કરે છે. પણ વ્યવહારમા ચલણી નોટોનું જે સામ્રાજ્ય છે, સંપત્તિ, ધનનો જે દુગાચો ભલભલાને પણ મુગ્ધ કરે છે તે બધી સ્થાપના નિક્ષેપની જ બલિહારી છે.

ચલણી નોટો કે સિક્કામા માત્ર છાપ છે, છતાં દુનિયામાં તેનુ મહત્ત્વ કેટલુ બધું છે? તો પછી આત્મકલ્યાણ માટે અનન્ય સાધન ભુત શ્રી તીર્થંકર દેવોની મૂર્તિમા સાક્ષાત વીતરાગની મુદ્રા અંકિત હોય તો તે સ્થાપના નિક્ષેપ અમાન્ય શી રીતે?

હજાર દશ હજાર કે લાખ રૂપિયાના ચેકને જીવની જેમ સાચવનાર "સ્થાપના નિક્ષેપને અમે માનતા નથી કે જડ મૂર્તિ શા કામની" આદિ કયા મોંઢે બોલી શકે?

આ દુનિયામાં જે પક્ષ કે સપ્રદાય ખાસ કરીને મૂર્તિને ન માનવાનો ઝડો લઈને ફરે છે તે આર્યસમાજી વગેરે જ્યાં જ્યાં લાગ મળે ત્યાં મૂર્તિનુ ખડન જોરશોરથી કરતા જ હોય છે, કેમકે વ્યવહારમાં દેખાય છે કે—નકલી ચીજ અસલ કરતાં દેખાવમા વધુ હોય, કુલીન બાઈઓ જેટલી લાજ ન કાઢે તેથી વધુ વેશ્યાઓ પ્રસંગ આવે ત્યારે ઢોંગ–દભ રૂપે લાજમર્યાદા રાખે.

એટલે આર્યસમાજીઓ એક જ વાત—મૂર્તિ ન માનવી—નો જોરથી પ્રચાર કરતા હોય છે. ખરેખર એ લોકો અજ્ઞાનમૂઢ બની સ્વ–પરનું ભયંકર અહિત કરતા હોય છે.

આવા એક આર્યસમાજી વિદ્વાન કટોલી ગામે આવ્યા, વિદ્વત્તા અને બાહ્ય આડંબરોથી અંજાઇને ગામના લોકોએ ગામ વચ્ચે ચબૂતરે તેમનું ભાષણ ગોઠવ્યુ આર્યસમાજી પંડિત અવસર મળ્યો જાણી ઉપદેશમાથી ખસી જઇને મૂર્તિપૂજાના ખંડનમા ઉતરી ગયો, અને શ્રીકૃષ્ણ જેવા મહાપુરુષોની છડેચોક નિંદાત્મક ભાષણ કરવા માડ્યો

સમજુ માણસોએ પંડિતને સમજાવ્યો ખંડનમા પણ વિવેક જાળવવા ઘણું સમજાવ્યો, પણ પંડિતે તો માઝા મુકી

એટલે સમય ચતુર વૃદ્ધોએ એક ગધેડાને લાવી તેના પૂછડે દયાનંદ સરસ્વતીનાં છબી બાધી છોકરાઓને શીખવાડી ગધેડાને ઉશ્કેરી પાછલા પગની લાતો દયાનંદ સરસ્વતીના છબીને વાગે તે રીતે સરઘસ કઢાવ્યુ

તે જોઇ પંડિતનુ મન ઘણુ નારાજ થયુ કે મારા પૂજ્ય ગુરૂદેવનુ ભયંકર હડહડતું અપમાન ગામના લોકોએ કર્યું

તુર્ત પોલિસ સ્ટેશને જઇ ફરીયાદ કરી, અધિકારીએ ગામવાળાને બોલાવ્યા, બન્ને પક્ષની વાત સાભળી પંડિતજીએ કહ્યુ કે ગામવાળાઓએ મારી લાગણી દુભાવી છે

ગામવાળા કહે કે કેમ ?

પંડિતજી કે બોલ્યા મારા ગુરૂદેવને ગધેડાની લાતો ખવડાવી માટે

ગામવાળા કહે કે-કયા છે તમારા ગુરૂદેવ ? આ તો છબી છે।

પંડિતજી હવે શું બોલે ?

પોલિસ અધિકારીએ કહ્યુ કે-તમે મૂર્તિ-ફોટાને તો માનતા જ નથી, તેવાં તમે આજે તમારા ભાષણમા મૂર્તિપૂજાનુ ખંડન કરતા રામ-કૃષ્ણ જેવા મહાપુરુષોની કેટલી પેટ ભરીને નિંદા કરી

તો ગામવાળાની લાગણી દુભાઇ નહિ હોય ! ?

ઉલટો કેસ તમારા પર થયો થવો જોઇએ

માટે સીધે-સીધા પોટના-બચકા લઇ હાલતા થઇ જાઓ !

વિદેશી છો તમે એટલે રહેમ પર તમોને છોડી દઉ છું નહીં તો ગુન્હેગાર તમે છો ”

પંડિતજી તો છક્ક થઈ ગયા, શું બોલે! પોતાની જ વાત પોતાને ભારે પડી!

આ રીતે "आपकी लापसी पराई कुसका"ની જેમ અજ્ઞાન મૂલક વાતની રજુઆત કરનારાઓ ખરેખર મારી મા વાંઝણીની જેમ પોતાના જ વાકય-વર્તનથી પોતાની વાતનું મહત્ત્વ ઘટાડતા હોય છે.

સ્થાપનાની યથાર્થતા ન માનનારાઓ દસ્તાવેજના સ્ટેંપ ટિકિટ, ફોટા આદિને માન્યા વિના લૌકિક વ્યવહાર કયાં ચલાવી શકે છે?

તેથી શાસ્ત્રોને માન્ય રાખનારાઓએ જગતની કોઇ પણ ચીજના જઘન્યથી પણ ચાર નિક્ષેપ માનવાની વાત કબૂલ રાખવી જ ઘટે!

ખરેખર! જ્ઞાનીઓએ એટલા જ માટે શાસ્ત્રોમાં જણાવ્યું છે કે ચાર નિક્ષેપામાંથી એક પણ નિક્ષેપ અમાન્ય ન કરે તેનું નામ સમકિત! સપ્ત ભંગીમાંના એક પણ ભાંગાને ઓળવે નહીં તેનું નામ સમકિત!

એટલે પ્રસ્તુતમાં પચ્ચ૦ને લાવનાર, ટકાવનાર અને વધારનાર જે આચાર તેના પણ ચાર નિક્ષેપા સમજવા જરૂરી.

હવે તે ચાર નિક્ષેપામાં કયો નિક્ષેપો કેવી રીતે ઉપયોગી? અને પચ્ચ૦ને ટકાવવામાં કોનો કેટલો ફાળો?....આદિ અધિકાર અગ્રે વર્ત્તમાન....



**જીવનનું લક્ષ્ય**

"जयणाइ वट्टियव्वं ण हु जयणा भंजए अंगे"

સંયમીએ દરેક પ્રવૃત્તિમાં જયણુ=જ્ઞાનીની આજ્ઞા મુજબ વર્તવાની તત્પરતાથી વર્તવું.

જયણાણું કંઈ જોર પડતું નથી; માત્ર ઉપયોગની જાગૃતિ આવશ્યક છે!!!

—શ્રી ઉપદેશમાળા

# વ્યાખ્યાન ૧૧

નિર્યુક્તિકાર મહારાજ શ્રુતકેવલી આચાર્ય શ્રી ભદ્રબાહુસ્વામી મહારાજા તથા વ્યાખ્યાકાર શ્રી શીલાંકાચાર્ય મહારાજ શ્રી શ્રી સુયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના પાચમા અધ્યયનની વ્યાખ્યાના પ્રસંગે ચોથા અધ્યયનમા પચ્ચ૦ની જે વાત જણાવી છે તેની અધિકારીતાના વિવેચનમા જણાવે છે કે–

## જૈન–જૈનેતરોની માન્યતામા અંતર

જૈન કે જૈનેતર ચાહે તે શૈવ, વૈષ્ણવ, બૌદ્ધ, વૈશેષિક કે નૈયાયિક ગમે તે આસ્તિક દર્શનકાર હોય પણ બધા નિયમને માને છે હિંસા આદિ પાપના નિયમને બધા આસ્તિક દર્શનવાળા માને છે છતા જૈનો અને જૈનેતરોની ધારણામા ફરક ઘણો છે

જૈનો હિંસાદિના ત્યાગને મહાવ્રત રૂપે માને છે બીજા નિયમ તરીકે માને છે એમા કઈ માત્ર શબ્દનો જ ફેર છે એમ નથી

કેમ કે ભાવાર્થ એક હોય તો ખાલી નામભેદથી ઝગડો કરવાનો રહેતો નથી પરંતુ જૈન–જૈનેતરોમા પાયાનો ફરક એ છે કે જૈનેતરો નિયમ થાય એટલે પુણ્ય થયું કે ધર્મ કર્યાનુ માને છે ત્યારે જૈનો નિયમો આત્માનો ધર્મ રૂપ માના સ્વભાવની નજીક જવા રૂપ કર્તવ્યનુ પાલન માને છે

જૈનેતરોએ આત્માના બુદ્ધિ સુખ દુ:ખ પ્રયત્ન આદિ ગુણો માન્યા છે ત્યારે જૈનોએ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય ઉપયોગ આદિ ગુણો માન્યા છે

## જૈનોની દૃષ્ટિએ પચ્ચ૦ ફરજ રૂપ છે

એટલે જૈનો તો જ્ઞાનાદિ૰ ભાવનને આ માની પોતાની ચીજ માને છે એટલે ચારિત્ર પણ આત્માની પોતાની ચીજ માને છે

એટલે ચારિત્ર ગુણને રોકનાર હિંસાદિ પ્રવૃત્તિ રોકવા કરાતા પચ્ચક્ખાણ તે નવા ધર્મ તરીકે નહીં પણ આત્માના ગુણ તરીકે કરવાના.

દુનિયામાં માણસ આપવાનું કામ બે રીતે કરે છે, એક તો દેવું ચુકવતો હોય છે. એક દાનધર્મરૂપે આપે છે.

દાનધર્મ રૂપે દેવું તે મરજીયાત છે. પણ દેવું ચુકવવા રૂપે દેવું તે ફરજીયાત છે.

જૈનત્વના મર્મને પીછાણનારો એટલું સમજી શકે કે પચ્ચ૦ એ આત્માના ગુણ રૂપ ચારિત્ર ધર્મને લાવનાર માટે ફરજીયાત છે, પોતાનું દેણું ચુકવવા રૂપે કરવાનું છે. એમાં કંઇ ભલાઈ નથી કરવાની.

## જૈનો પચ્ચ૦ને વૈકલ્પિક કર્તવ્ય માને છે

, જ્યારે જૈનેતરોની ધારણા મુજબ તો પચ્ચ૦થી ધર્મ થાય, પુણ્ય થાય એટલે મરજીયાત થયુ. પુણ્ય ધર્મની જેને અપેક્ષા હોય તે પચ્ચ૦ કરે, બીજાને શી જરૂર ?

તેથી જ જુઓ! અન્ય દર્શનીઓને ત્યા એક શ્લોક પ્રસિદ્ધ છે કે–

"न मांसभक्षणे दोषो, न मद्ये न च मैथुने ।
प्रवृत्तिरेषा हि भूतानां, निवृत्तिस्तु महाफला ॥"

એટલે કે હિંસા–જુઠ આદિ એ જગતની પ્રવૃત્તિ છે, બંધ કરવામાં આવે તો તે વધુ ફળદાયી છે.

શું થયુ ? હિંસાદિ પાપોનો ત્યાગ ફરજીયાત નહીં પણ નિવૃત્તિ કરો તો ફાયદો ખરો !

આ રીતે જૈનેતરો પચ્ચ૦ને કરણીય માનવા છતાં તેના પર વધુ ઝોક ન આપી શકયા, કેમ કે આત્માના સ્વભાવ રૂપ ચારિત્ર ગુણની માન્યતા તેઓની જાણમાં નથી.

જૈનોએ તો "णाणं च दंसणं चेव" (નવતત્ત્વ ગાથા ૬)થી ચારિત્રને–મહાવ્રતો–વ્રતો–પચ્ચ૦ને આત્માનો ગુણ માની પચ્ચ૦ને ફરજીયાત મૌલિક કર્તવ્ય રૂપ માન્યુ છે.

કર્મગ્રંથની દૃષ્ટિએ પચ્ચ૦ની ઉપાદેયતા

કર્મ સિદ્ધાંતની દૃષ્ટિએ પણ જુઓ! જ્ઞાની ભગવંતો શું જણાવે છે

અનંતાનુબંધીના ઉદયે સમ્યક્ત્વ પ્રાપ્ત ન થાય અપ્રત્યાખ્યાન કષાયના ઉદયે શ્રાવકપણું પ્રાપ્ત ન થાય પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયે સાધુપણુ પ્રાપ્ત ન થાય, અને સંજવલન કષાયનો ઉદય અપ્રમત્ત ભાવ વીતરાગતાથી વંચિત રાખે

તો આ રીતે સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વ વિરતિ અને વીતરાગતા એ આત્માનો ગુણ છે તો તેને આવરીને આત્માને તે તે ગુણોથી વંચિત રાખનારા આ કષાયો છે

કષાયો ચંડાલ ચોકડી કેમ?

ખરેખર! જગતમા ચાર દુષ્ટ માણસો ભેગા થઈ ક્રૂર યોજના ઘડી ભલા માણસને મુશ્કેલીમા મુકવા દાવ ગોઠવે તો તે ચંડાલ ચોકડી કહેવાય છે

તે રીતે અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન આ ચાર કષાયોની ચોકડીને પણ પરમાર્થદર્શીઓએ ચંડાળ ચોકડી કહી છે

કેમકે આ ચોકડીના કષાયો પણ અજર, અમર, સિદ્ધ, બુદ્ધ, અને શુદ્ધ સ્વરૂપી પણ આત્માને સ્વરૂપ ભ્રષ્ટ કરી ચોરાશી લાખ યોનિના ચક્કરમા રખડાવે છે

તેથી આ કષાયો ચંડાલ ચોકડી કહેવાય છે

આ ચંડાલ ચોકડી બધું રમણ-ભમણ કરનારી છે આવો નિર્ધાર થવો જરૂરી છે તો જ આત્મા ધર્મ માર્ગે ઉપયોગ જાગૃત રાખી આરાધી શકે

આ માના મૌલિક ગુણ તરીકે શાન્તિ ગુણની માન્યતાના પાયા પર જ ધર્મ આરાધના થઈ શકે છે

## પચ્ચ૦ સંબંધી પાયાની વાત

જૈનેતરો ચારિત્રને નવા પુણ્યનું કારણ કે ધર્મનું રૂપ માનતા હોઇ ચંડાલ ચોકડીની યથાર્થ જાણકારી મેળવી શકતા નથી.

એકંદરે જૈન-જૈનેતર બંને વ્રત, નિયમ. પ્રતિજ્ઞા માને છે, પણ જૈનેતરો જે માને છે તે દાન ધર્મ રૂપે મરજીયાત, જ્યારે જૈનો "જેટલું ન્હવાયું નાહીં તેટલું મેલું" એમ માને જ્યારે જૈનેતરો "ન્હાયા તેટલું પુણ્ય" એમ માને.

આ જૈન-જૈનેતરોની માન્યતાનો પાયાનો ફરક છે

આ વાત ધ્યાનમાં રાખી પચ્ચ૦નો સાચો અધિકારી કોણ? એ વાત હવે વિચારવાની છે.

## પચ્ચ૦ના અધિકારી તરીકે આચારસંપન્ન એટલે?

પ્રથમ જણાવી ગયા છીએ કે-જે આચારમાં સમ્યક્ પ્રકારે વ્યવસ્થિત હોય તે પચ્ચ૦નો અધિકારી છે.

તો આચારમાં વ્યવસ્થિત રહેવું એટલે શું? એ સમજવું જરૂરી છે.

પચ્ચ૦ને વિશુદ્ધ રીતે આચરવા માટે પાંચ આચારનું યથાસ્થિત પાલન જરૂરી છે. એટલે જે **જ્ઞાનાચારથી** જાણતો ન હોય કે મારે શું પચ્ચ૦ કરવું છે? **દર્શનાચારથી** પચ્ચ૦ની મહત્તા માનતો ન હોય. **ચારિત્રાચારથી** પચ્ચ૦માં પ્રવૃત્તિ કરતો ન હોય, **તપાચારથી** પચ્ચ૦ના પાલનમાં આવી પડતા કષ્ટો સહન કરતો ન હોય, **વીર્યાચારથી** પચ્ચ૦ની પ્રવૃત્તિમાં જેને ઉમંગ ન હોય.

આવો પ્રાણી પચ્ચ૦નું પાલન કરી જ શી રીતે શકે?

તેથી પચ્ચ૦ના પાલન માટે આચારની મર્યાદાઓમાં આવવું જરૂરી છે. પચ્ચ૦ તે જ લઇ શકે, પાળી શકે કે ટકાવી શકે જે કે આચારનિષ્ઠ બનવા સક્રિય હોય!

આ હિસાબે આ પાંચમા અધ્યયનમાં આચારની વાત વિચારવાની છે.

## આચાર પાલનમા સાવધાનીની મહત્તા

હવે એક વાતનો જરા વિચાર કરો કે-દુનિયામા જોઈએ છીએ કે-એક વિઘ્ન કે ગફલત-કે બેદરકારી સો સાધનથી જાળવેળ ચીજને પણ બગાડી નાખે જેમ કે, આપણી જીદગી! કેટલા વિઘ્નોથી બચેલી છે, પાણી, આગ, ઝેરી જનાવરો, દુષ્ટ પશુઓ, વિજળી આદિથી બચી છે, પણ હવે જરા ગફલત થાય અને એકાદ કોઇ અકસ્માત નિમિત્ત મળે તો આખી જીદગી જાય ને?

દશ વિઘ્નોથી બચ્ચા પણ એકમા ગફલત થઈ તો જીવન તો આખુ જ જવાનું ને! એમ તો નહીં કે એક પુરતું જ અમુક જીવન જાય, એટલે જ કહેવાય છે કે **"બાધક એક પણ નકામો"** એક પણ બાધકને યોગ્ય રીતે ટાળી ન શકીએ તો **"બચવાય સોથી પણ જાય એકથી"** કહેવત પ્રમાણે સેકડો વિઘ્નો-ઉપદ્રવોથી બચાવેલી ચીજ પણ એક ગફલતથી બગડી જાય, જેમ એક નાની કાકરી ઘડો ફોડી નાખે તેમ

જે રીતે એનેક આફતોમાથી બચેલુ જીવન જરા જેટલી ગફલતથી ખરાબ થઇ જાય છે તે રીતે પચાચાર પૈકીના એક પણ આચારમા ઉપયોગની જરાક ખામી આવી કે અમુક જ આચાર જ બગડશે એમ નહીં પણ આખુ આચારનું માળખુ કથળવાનુ

સો સાવચેતીથી જળવાયેલી ચીજ પેણુ એક ગફલતથી બગડી જાય આવા જુગજૂના નિયમ પ્રમાણે મહાવ્રતો પચ્ચક્ખાણુ કે નિયમો આચારની મર્યાદાના બળે ટકે, જરાક જો આચારમા ગરબડ થઇ કે બધામા ફાકુ!

પાચ આચારના ૩૬ ભેદ છે

જ્ઞાનાચારના આઠ, દર્શનાચારના આઠ, ચારિત્રાચારના આઠ, તપાચારના બાર એ મળી છત્રીસ ભેદ-તેમા સતત મન-વચન-કાયાના યોગ તે પ્રવર્ત્તાવવાના તે વીર્યાચાર

તો આ છત્રીશ ભેદમાથી એક આચારના પાલનમા ગરબડ થઇ

તો બાકીના પાંત્રીસ ભેદ તો બચ્યા, એમ ધારવું વ્યાજબી નથી!!!

કેમ કે જળવાય તો છત્રીશ ભેદે જળવાય અને બગડે તો એક ભેદથી, આ રીતે પચ્ચ૦ની વિશુદ્ધિનો આધાર આચારના વ્યવસ્થિત પાલન ઉપર છે.

## અનાચારનો ત્યાગ પણ જરૂરી છે

આચાર સંબંધી ગફલત થવા ન પામે એ માટે જ્ઞાનીઓએ પચ્ચ૦ની વિશુદ્ધિ માટે આચાર-પાલનના મહત્ત્વની જેમ આચારના વર્જનની પણ મુખ્યતા જણાવી છે

અનાચાર એટલે આચારની મર્યાદાઓની બેદરકારી, તે દૂર કરવાનો પ્રયત્ન, આચારશુદ્ધિનું પ્રધાન અંગ બને છે.

આ રીતે થતું પચ્ચ૦ વિશુદ્ધ બને છે, ટકે છે, સાનુબંધ બને છે, અને પરાકોટિએ પહોચી ઉચ્ચ લક્ષ્યને પ્રાપ્ત કરાવે છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે-પચ્ચ૦ની વિશુદ્ધિનો આધાર જેમ આચાર શુદ્ધિ ઉપર તેમ અનાચાર ત્યાગ ઉપર પણ છે.

## શ્રી મલ્લિનાથપ્રભુના પૂર્વ ભવનું રહસ્ય

જૂઓ! આ વાત ઉપર શાસ્ત્રીય એક પ્રસંગ સમજવા જેવો છે.

ઓગણીસમા તીર્થંકર **શ્રી મલ્લિનાથ** પ્રભુએ પૂર્વ ભવમાં સ્ત્રી વેદ શી રીતે ઉપાર્જ્યો? માયાના બળે ને! પણ તે માયા કેવી હતી? ખૂબ જ ગંભીરતાથી વિચારવા જેવું છે.

તેઓશ્રીએ પૂર્વ ભવમા રાજ્યાવસ્થાને છોડી ઉમંગથી ચઢતે પરિણામે સંયમ સ્વીકાર્યું, છ ગોઠીયા ભાઇબંધો સાથે ચારિત્ર માર્ગે ઉત્સાહભેર ધપે છે. એક જે પચ્ચ૦ કરે તે બધાએ કરવુ આ જાતની મર્યાદા બાંધી. એક-બીજાને ઉત્સાહ વધે, આલંબન મળે તે રીતે તેઓ સારી રીતે સંયમ માર્ગે ધપે છે.

કર્મની વિચિત્રતાને લઇને **શ્રી મલ્લિનાથ** પ્રભુના જીવના મનમાં વિચાર થયો કે હું રાજકુળમાં જન્મેલો-આ સૌમા મોટો, પણ તપ આદિમાં તો બધાની સાથે જ દેખાઉ છું, હું જે કરૂં તે બધા કરે.

એટલે હું કઇ એવું કરૂં કે જેથી બધા કરતા મોટો લાગું આ દુર્વિચારે સન્માર્ગ પર આગળ ધપાવનારી હરીફાઈમાથી ઈર્ષ્યાના ફંદામા ફસાવી દીધા ! ! !

ઈર્ષ્યા-હરીફાઈમા ફરક

હરીફાઈ એ સદ્ગુણ છે કેમ કે તેમા આગળ વધવાની તમન્ના હોય છે

જ્યારે ઇર્ષ્યા એ ભયકર દુર્ગુણ છે, કેમ કે એમા બીજાને પાછા પાડવાની કાગ્મી વૃત્તિ હોય છે

આપણે સારૂ કરી આગળ આવવા પ્રયત્ન કરાએ એમા કશું ખોટુ નથી પણ બીજાને પાછા પાડવાનો વિચાર તો ખૂબ જ ખતરનાક છે

જો કે-આમા તો બીજાને પાછા પાડીને પણ પોતે ધર્મ માર્ગે આગળ આવવા પ્રયત્ન કરે છે તો પણ જ્ઞાનીઓએ આમા માયા અને સ્ત્રીવેદના બધના સ્થિતિ દર્શાવી

વર્તમાન સુધારકોની શોચનીય દશા

આજે તો પોતાને સારૂ કરવુ નહીં અને બીજા કરતા હોય તેમાય પત્થરા નાખવા "મે મરૂ તો ભલે પ તુઝે તો રાડ કર હી" વાળી નીતિ અપનાવનારા પોતે દુર્ગતિમા જવાના તૈયારી કરીને સયમના માર્ગે જનારા પુણ્યાત્માને રોકવા કે દીક્ષા લેતા રોકવા ધમાલ કરનારા અજ્ઞાનીઓની શી દશા ?

આ વાત ખૂબ જ વિચારવા જેવી છે હરીફાઈ કરતા ઇર્ષ્યા ખરાબ છતા તેમા જો ધર્મ માર્ગે આગળ વધવાની તત્પરતા હોય તો હજી પણ તેમા કઈક સારાપણુ કહેવાય પણ આજે તો પોતાને ધર્મ કરવો નહીં, કરતા હોય તેને પણ અટકાવવા મથામણ કરવી ખાવુ નહીં પણ ઢોળી દેવાની વિકૃત મનોદશાવાળા આજના કેટલાક અજ્ઞાની જીવોની ભાવદયા જ ચિંતવવા રહી અસ્તુ

શ્રી મલ્લિનાથ પ્રભુની પૂર્વ ભવની વિકૃત મનોદશા

મલ્લિનાથ પ્રભુના જીવે હરીફાઈમાથી ઇર્ષ્યામા ફસાઇને પારણાના

દિવસે "હા ...હા....આજે પારણાનો દિવસ છે" એમ કહી બધાને એકાસણાનુ પચ્ચ૦ કરાવે અને વાપરવાની વખતે "મારે હમણાં નથી વાપરવું" વગેરે છલભર્યા શબ્દોથી પારણું ન કરે અને પછી ઉપવાસ કરી લે, આ જાતની વિસંવાદી નીતિથી જ્ઞાનીઓના શબ્દોમાં તરણ તારણહાર શ્રી તીર્થંકર પરમાત્માના ઉચ્ચ કોટિનો આરાધક જીવ પણ છટ્ઠેથી છટકીને ઠેઠ પહેલે ગુણઠાણે પટકાણા, સ્ત્રી વેદ બાંધ્યુ.

બીજાઓ એકાંતર કરે, હું અઠ્ઠમ કરૂં એટલે જરા વધારે કર્યું લાગે, આમાં સૂક્ષ્મ રીતે વિચારતાં ધર્મ કરવાની તીવ્ર રૂચિ છતાં બીજાને પાછા પાડવાની નિકૃષ્ટ મનોદશાએ જ ભાંગડો વાંળ્યો.

આવી મનોદશાના પરિણામે જ મિથ્યાત્વ જેવી ભયંકર સ્થિતિમાં અને તેમાં પણ અનંતપાપના ઉદયે બંધાતા સ્ત્રીવેદની ભૂમિકાએ એ મહાપુરૂષને પહોંચવું પડયું

## મિથ્યાત્વની સામિર્ક વ્યાખ્યા

અહીં એક વાત એ પણ સમજવા જેવી છે કે—મિથ્યાત્વ એ પરિણતિની મલિનતા રૂપ છે. ડાકોરજીની છાપની જેમ કે-ગાંધીની દુકાને બંધાતા પડીકાની જેમ મિથ્યાત્વ કે સમ્યક્ત્વ સંભવે નહીં પણ પરિણતિની મલિનતા કે શુદ્ધિ એ મિથ્યાત્વ–સમકિતની નિશાની છે

એટલે સમજવાની વાત એ છે કે–સહવર્તી સાધુઓને ઉપવાસનું પારણું કરાવી પોતે શબ્દ–છલ કરી પારણાના દિવસે અને બીજે દિવસે તો ઉપવાસ છે જ એમ કરી અઠ્ઠમ કરે છે. આ જાતની વિચારધારામાં પરિણતિની મલિનતા કેવી થઈ હશે? અઠ્ઠમ કરવો એ કંઈ ખરાબ કામ નથી કે તે માટે પરિણતિ મલિન થઈ કહેવાય.

## તીર્થંકરના જીવની થયેલ ભૂલ પરથી સમજવા જેવું

અહીં જ જિનશાસનની સૂક્ષ્મતાનો ભાસ થાય કે તીર્થંકર પ્રભુના જીવે પણ પ્રભુ શાસનની મર્યાદામાંથી જરાક બહાર પગલું મૂક્યું કે કર્મ સત્તાનું ચોકઠું આવી ભરાવું.

તપ, સયમ, વૈરાગ્ય આદિ અનેક ઉચ્ચકોટિના સાધનો હતા તીર્થંકર નામ કર્મની નિકાસના કરી છે, તો આરાધનામા કસર તો મનાય જ કેમ ! પણ આ એક વાતમા ચુકચા તો શુ થયુ ? મિથ્યાત્વ અને સ્ત્રી-વેદ જેવી નિકૃષ્ટ ચીજો પલ્લે પડી

પૂર્વે જણાવી ગયા તેમ સો વખત સાચવ્યુ પણ એક વાર ગફલત કરી તો ચીજ આખી ખલાસ ! સયમના પથે બીજી બધી તકેદારીઓ ખૂબ જ રાખવા છતા પણ હુ આગળ વધુ પણ બીજાને પાછળ રાખીને ! આ દુર્ભાવનાએ મલ્લિનાથ પ્રભુના જીવને પણ મિથ્યાત્વના ગ્વાડે ચઢાવી દીધા

તીર્થંકર બનનારા પુણ્યાત્માની ભાવના કેટલી આદર્શ-ઉચ્ચ હોય કે "સવિ જીવ કરૂ શાસનરસી" તો સહવર્તી સાધુઓ આગળ ભલે વધો પણ માગ જેટલા નહીં, હુ તેમનાથી આગળ રહુ --આટલી એક સો મણ દુધપાકના કડાયામા જરાક સોમલ જેવી કાતીલ ભાવનાએ કેવો ભાગડો વાગ્યો કે તીર્થંકર નામ કર્મ બાધવાની સાથે અનતકાલે ન બને તેવી અઘટિત ઘટના રૂપ સ્રી વેદનો પણ બધ પડચો

## શ્રી મલ્લિનાથ પ્રભુના જીવની મનોદશાનુ રહસ્ય

બીજી એક વાત સમજવા જેવી એ છે કે-એ પુણ્યાત્માના મનમા સાથેના છ ગોઠીયા-મિત્ર સાધુને ડુબાડવાની કે એઓ ધર્મ ન કરે તો સારૂ એવી ભાવના ઉગી પણ નથી-પણ તેઓ બધા સયમ પથે ખૂબ આગળ વધે, એ ભાવનાથી જ તો પોતે પ્રેરણા કરી બધાને સાથે લઈ દીક્ષા લીધી અને સયમી જીવનમા પણ વિવિધ જાતની પ્રેરણાઓ આપી પોતે તે રીતે તેઓને આગળ વધારવા પ્રયત્ન કરે છે છતા પોતે તેમનાથી કઇક ઉચા રહેવાની ઘેલછા ને આધીન બન્યા કે આ બધા ૯૯ સુધી વધે ને હુ ૧૦૦ થઉ એક ટકો પણ આ બધા મારાથી પાછળ રહે

આ ભાવનાએ એવુ નિકદન કાઢયુ કે છટ્ઠે ગુણ ઠાણેથી પટકાણા તે ઠેઠ મિથ્યાત્વમા-તેમા પણ અત્યત નિકૃષ્ટ સ્ત્રી વેદ બધાયો

પરિણતિની મલિનતા કેવું અનિષ્ટ સર્જે છે, તેનો પ્રત્યક્ષ દાખલો છે.

## બ્રાહ્મી-સુંદરીના પૂર્વ ભવનું રહસ્ય

બ્રાહ્મી-સુંદરીના પૂર્વ ભવમાં પણ આવો જ પ્રસંગ વિચારણીય છે.

બ્રાહ્મી-સુંદરીના જીવે પૂર્વ ભવમાં ખૂબ જ જ્ઞાન ધ્યાન અભ્યાસ-જીવનને સ્વાધ્યાયમય બનાવી દીધું પણ ભરત-બાહુબલીજીની વિનય વૈયાવચ્ચની પ્રશંસા સાંભળીને જરા મનમાં દુભાણા—તેમાં સ્ત્રી વેદ બંધાઈ ગયો. સ્ત્રી વેદ માટે તેઓને મિથ્યાત્વે આવવું પડયુ.

એકદમ આ વાત મગજમાં ન ઉતરે પણ શ્રી મલ્લિનાથ પ્રભુના પૂર્વ ભવની વાતની રીતે જ્યારે વિચારીએ ત્યારે બધી ગેડ બેસી જાય કે બધા વધો ખરા! પણ નવાણું સુધી! હું સો ટકા રહું, મારાથી બીજા એક ટકો પણ પાછળ રહેવા જોઈએ.

બીજાને માટે નવાણુનો અને પોતા માટે સોનો વિચાર પણ મિથ્યાત્વમાં તાણી જાય.

આવું ઝીણવટ ભર્યું જિનશાસન છે.

## બ્રાહ્મી-સુંદરીના જીવને દાઝ્યાનું નિમિત્ત શું?

એટલે બ્રાહ્મી-સુંદરીના જીવને શું થયુ?

ભરત-બાહુબલીના જીવ સંઘાડામાં રહેલ ૫૦૦ સાધુની ગોચરી-પાણી, માત્રું પરઠવવું, પગ દબાવવા, પડિલેહણ-કાપ આદિ વિનય વૈયાવચ્ચમાં તત્પર છે.

પ્રાસંગિક આચાર્ય મહારાજે નિરાશંસપણે તમન્ના પૂર્વક દિલથી વિનય-વૈયાવચ્ચ કરનારા ભરત-બાહુબલીના જીવની ઉપબૃંહણા સમુદાયમાં કરી કે "માન-અપમાન, ભૂખ-તરસ આદિની પરવા કર્યા વિના નાના-મોટા દરેક સાધુની એકસરખી અખંડપણે વર્ષોથી સેવા ભક્તિ કરનારા પુણ્યશાળી જીવો છે....આદિ."

આ સાંભળી બ્રાહ્મી-સુંદરીના જીવના મનમાં ઓછું આવ્યુ કે-અમે આટલું બધું ભણાવવાની મહેનત કરીએ, છતાં અમારી કંઇ કિંમત નહીં અને હાર્દિક દુર્ભાવને એટલા જ શબ્દોમાં વ્યક્ત કર્યો

કે "કરે તેને ગાય" "कार्यकर गृह्यते जन" "કામ કરે તે વહાલો લાગે"

જગતનો નિયમ છે "ખુશામત સહુને પ્યારી" આદિ વાકયોથી હૈયુ પરખાઈ આવ્યુ કે વિનય વૈયાવચ્ચની ઉપાદેયતા, ગુણાનુરાગ, વડિલ આચાર્યોના વચનો પ્રતિ આદર, પોતાની જાતને પોતાની રીતે આગળ પડતી ન માનવાની તત્પરતા આદિ જીવન શુદ્ધિના પાયાના ગુણો ઘડીભર માટે અલોપ થઇ ગયા તેથી જ તેઓ મિથ્યાત્વે પહોચી ઇર્ષ્યા, અદેખાઈથી સ્ત્રી-વેદનો બધ કર્યો

મહાપુરુષોની જ્યારે વાતવાતમા આવી દશા થાય તો પછી આપણા જેવા પામર આરાધકોનુ શુ થાય!

### આચાર-પાલનમા સાવધાનીની જરૂર

બ્રાહ્મી-સુદરી કે શ્રી મલ્લિનાથ પ્રભુને જીવનમા એકાદ વાર થયેલ આવી પરિણતિની મલિનતા કેટલી ખતરનાક નિવડી? એ વાતના ગભીર મર્મને ધ્યાનમા રાખી પચ્ચ૦ની આરાધના શુદ્ધિ માટે આચારના પાલનમા કયાય પણ જરા જેટલી ખામી ન રહેવી જોઇએ એકાદ અનાચારનુ અજાણ્યે પણ સેવન ન થવુ જોઇએ એ માટે પૂરતી તકેદારી રાખવી જોઇએ

### અનાચારના ત્યાગમાં થતી બેદરકારી અનિષ્ટ છે

લૌકિકમા શ્રી કૃષ્ણે કસ (શિશુપાલ)ના ૧૦૦ ગુન્હા માફ કર્યાનું કહેવાય છે, પણ અહીં તો એક અનાચારનુ અજાણ્યે પણ થઇ જતું સેવન ક્ષતવ્ય નથી, જો એ રીતે ક્ષતવ્ય હોય તો બ્રાહ્મી-સુંદરી અને શ્રી મલ્લિનાથ પ્રભુના જીવને સ્ત્રી વેદ અને મિથ્યાત્વનો પ્રસગ ન આવત

પાચ આચારના ૩૬ ભેદ પૈકી પાત્રીશના પાલનની બરાબર તત્પરતા કેળવી, પણ એક અનાચાર પેસી ગયો અને એક આચારનું પાલન ન થયું તો, પાત્રીશ તો પાળ્યા છે ને! એકનુ શુ! એવાં ત્રિરાશિનુ ગણિત ન ચાલે!, આત્મશુદ્ધિના ધ્યેય પર જો એવું ગણિત મુકવામા આવે તો "ભણ્યો કણબી કુટુબ બોળે" કહેવત મુજબ થાય!

## ભણેલા કણબીનું માર્મિક દૃષ્ટાંત

જૂઓ ! કો'ક ગામડાનો કણબીનો છોકરો સંજોગ મળતાં જરા ભણ્યો અને તેમાં પણ ગણિત શિખ્યો, ઉંમર કાચી અને પરણી ગયો. જાન લઇને પાછા આવતાં વચ્ચે એક મોટી નદી આવી, આગળ વરસાદ વધુ થએલ તેથી નદીમા પાણી ઘણું, તાણ પણ ઘણી, અનુભવી ડાહ્યા ઘરડાઓએ થોભવા કહ્યુ, નદીનું પૂર ઓછું થયે સામે પાર જવાની વૃદ્ધાની વાતને ભણેલા કણબીએ હસી કાઢી કહ્યુ કે જૂઓ! પાણી કેટલું ઉંડુ છે. બે ત્રણ માથોડા ને! એટલે એક માથોડું પાણી એટલે ૫ ફૂટ ત્રણ માથોડા એટલે પાંચ ગુણ્યા ત્રણ=(૫×૩=૧૫) ૧૫ ફૂટ પાણી છે ને! અને આપણે જણ કેટલા છીએ! દશ પંદર જણને! તો પંદરને દશ કે પંદરથી ભાગાકાર કરો.

ગણિત મુકી કહ્યું કે–એં! એકેક જણાને ફાળે માંડ ૧॥ ફુટ કે એક ફુટ પાણી આવશે—એમાં શું એ તો ઘુંટણે ય પાણી નહીં પહોંચે—આમાં આટલા બધા ગભરાઈ શું ગયા ! એમ કરી પોતાના કુટુંબીઓને લઇ નદી ઉતરવા માંડયો એટલે અધવચ્ચે ગળાબુડ પાણીમાં–પાણીના પૂરપાટ પ્રવાહમાં ડૂબવા લાગ્યો.

બીજા અનુભવી વૃદ્ધ પુરુષોએ જ ઝડપથી તે બધાને બચાવી લીધા.

પણ આ રીતનું ત્રિરાશિ ગણિત મુકાય ખરૂં !

છત્રીશ પ્રકારના આચારમાંથી પાંત્રીશ તો પાળ્યા છે ને! પાંત્રીશ તો સાજા છે ને! હવે એક ન પાળ્યો કે ભૂલથી તેમાં ગડબડ થઈ તો શો વાંધો !

આવું માનનાર ખરેખર પચ્ચ૦ને વિશુદ્ધ રીતે પાળી શકતો નથી.

પણ પૂર્વે જણાવ્યા પ્રમાણે મલ્લિનાથ પ્રભુ અને બ્રાહ્મી–સુંદરીના પૂર્વ ભવના દૃષ્ટાંતની જેમ આખી આરાધના હારી જઇ, મિથ્યાત્વ આદિ અનિષ્ટમા ડુબાવું પડે છે.

## આચાર પાલનના ટેકામાં શું જોઈએ ?

એટલે પચ્ચ૦ની વિશુદ્ધિ માટે આચાર પાલનમાં જરા પણ ગરબડ ન થાય તે જરૂરી છે. સાથે જ અનાચારનો પણ ત્યાગ જરૂરી છે.

કેમ કે-આચારના વ્યવસ્થિત પાલનથી પચ્ચ૦ આવે છે, પણ અનાચારના પરિહારની દરકાર રાખીને પચ્ચ૦ પાળવાથી પુચ્ચ૦ ટકે છે સાનુબધ બને છે અને પરા કોટિએ પહોચે છે

પચ્ચ૦ નિયમ વ્રત કે મહાવ્રત અસ્ખલિત ક્યારે થાય, જ્યારે કે-અનાચારના ત્યાગ માટે અને આચારના પાલન માટે જરા પણ શક્ય પ્રયત્ને કસર રાખવામા ન આવે

તેથી જ આ પાચમુ અધ્યયન આદરવાની દૃષ્ટિએ **આચારાધ્યયન** અને ત્યાગની દૃષ્ટિએ **અનાચારાધ્યયન** હોઈ આચારશ્રુત, અનાચારશ્રુત, અને **આચારાનાચારશ્રુત** એમ ત્રણ જાતના નામનો વિચાર પૂરે વિચારી ગયા છીએ

## વિધિ-નિષેધનુ રહસ્ય

જ્ઞાનીઓના શાસનમા કોઈ પણ ચીજ એકાતે કરણીય કે વર્જનીય નથી, સાપેક્ષ રીતે ગુરુગમથી ચોગ્ય રીતે સમજીને અમલ કે ત્યાગ કરવાનુ જણાવ્યું છે

આદરવુ અને ત્યાગવુ બને એકબીજાના પૂરક હોઈ પરસ્પર સાપેક્ષ છે

જેમ કે ચાલવુ સાધુ માટે વિહિત ખરૂ ! પણ ચાલવુ એ એ ચાલવા તરીકે નહીં પણ જીવની જયણા જળવાય, જ્ઞાનાદિની સાધનાના લક્ષ્યથી ચાલવાનુ વિહિત છે

અન્યથા ચાલવું એ પણ અનાચાર છે

આમ દરેક ક્રિયા અનાચાર કના આચાર રૂપ બને છે, આચાર રૂપ ક્રિયા પણ ક્યારેક અનાચાર રૂપ પણ બને છે

એટલે આચાર-અનાચાર કઈ ભિન્ન જુદી ચીજ નથી, એક જ ચીજના બે સ્વરૂપ છે મૂળ ચીજ તો એક જ છે, પ્રભુની આજ્ઞાનુ પાલન-તેને અમલી બનવવા માટે બે પ્રકાર પરસ્પર સાધન રૂપે જણાવ્યા છે

આચારના પાલનની શક્યતા અન ચારના ત્યાગ સાથે અને અનાચારના ત્યાગની શક્યતા આચાર-પાલન સાથે સકળાયેલી છે

તેથી જ પાંચ સમિતિતમાં રત્નત્રયીની સાધના માટે કરવી પડતી પ્રવૃત્તિનું બંધારણ દર્શાવ્યું. છે.

## આજ્ઞાની મુખ્યતા

ચાલવુ–બોલવું આદિ પ્રવૃત્તિ એકાન્તે હેય નથી તેમ ઉપાદેય પણ નથી આજ્ઞા એ મુખ્ય લક્ષ્ય છે. ઈર્યાસમિતિ પૂર્વક રત્નત્રયીની સાધનાના લક્ષ્યથી ચાલવું તે આજ્ઞા છે, એ રીતે ભાષા સમિતિ પૂર્વક રત્નત્રયીની સાધનાના લક્ષ્યથી બોલવું તે આજ્ઞા છે.

આ રીતે દરેક ક્રિયાઓ માટે સમજવું. આનું નામ સ્યાદ્દવાદ, જે અપેક્ષાથી વિધાન હોય, તે અપેક્ષાથી ન હોય તો નિષેધ. જે અપેક્ષાથી વિધાન તે અપેક્ષાથી ન હોય તો વિધાન. આ રીતની વ્યવસ્થા સ્યાદ્વાદ દ્વારા જ્ઞાનીઓએ દર્શાવી છે.

## સ્યાદ્વાદ એટલે ?

સ્યાદ્વાદ એટલે ઘડીકમાં હા, ઘડીકમાં ના. અગર જેનું વિધાન તેનો નિષેધ, એમ પરસ્પર વિરોધાભાસરૂપ કેટલાક સમજે છે. તે તેમની અણુસમજ છે. ખરી રીતે જિનશાસનની મર્યાદાઓને ધ્યાનમા રાખી અપેક્ષાનું રહસ્ય યોગ્ય રીતે સમજવું જોઈએ.

એટલે આ અધ્યયન પાલન કરવાની દૃષ્ટિએ આચારશ્રુત, ત્યાગ કરવાની દૃષ્ટિએ અનાચારશ્રુત અને પરસ્પર એક બીજાના બંને પૂરક હોઈ ઉભયની દૃષ્ટિએ **આચારનાચારશ્રુત** પણ કહી શકાય.

અધ્યયનના આ નામ પૈકી આચાર અને શ્રુતના અને અનાચારના નિક્ષેપા કેવી રીતે કેટલા પડે છે? તેના સ્વરૂપમાં શું રહસ્ય છે? વગેરે અધિકાર સાથે આ સંબંધી વધુ વિવેચન અગ્રે વર્તમાન.



પ્રકાશક : શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા વતી શાહ રમણલાલ જેચંદભાઈ,
કાપડ બજાર, મુ. કપડવંજ.
મુદ્રક : શ્રી. જયન્તિ દલાલ, વસંત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ,
ઘેલાભાઈની વાડી, અમદાવાદ.

જૂઓ! મન નહિ હોય એવા કાયવાળા જીવો હોય છે. મન અને વચન નહિં હોય એવા પણ કાયવાળા જીવો હોય છે, પણ કાયા વગરના કોઈપણ જીવો હોતા નથી. આથી એમ માનવું પડે છે કે મન અને વચન એ બે વસ્તુઓ કાયાને આધારે જ રહેલી છે. એટલે કે મન વચનનો પાયો કાયા જ છે. મન અને વચનનો યોગ રચાય તે પહેલાં કાયયોગ આ રીતે માનવો જ પડે છે? કાયાના યોગે કરીને વચન અને ભાષાના પુદ્ગલોનું ગ્રહણ થાય છે.

## પુદ્ગલ શબ્દનું રહસ્ય

અહીં સમજવા જેવી એક વાત એ પણ છે કે વૈદિક તત્વજ્ઞાનમાં પુદ્ગલોને માટે લગભગ અણુ શબ્દ વાપરેલો છે. પશ્ચિમના સાયન્સ-વાદીઓ વસ્તુઓના નાનામાં નાના અણુને એટમ (ઈથર?) જેવા શબ્દથી કેટલેક પ્રસંગે સંબોધે છે. હાલમાં એનાથી પણ નાના અણુની શોધ થઈ રહી છે. આ સર્વ શબ્દો કરતાં પુદ્ગલ એ વધારે ભાવવાહી શબ્દ હોઈ તે પદાર્થનો છેવટનો અવિભાજ્ય સ્થિતિનો કણ દર્શાવે છે, તેથી જૈનદર્શનનો પુદ્ગલ શબ્દ બહુ વ્યવસ્થિત છે.

ભાષા અને વચનને ગ્રહણ કરવામાં કારણભૂત કાયા છે. અને તેથી જ મન અને વચનના યોગ પહેલાં જૈનતત્વદર્શીઓએ કાયાનો યોગ પહેલો માનેલ છે.

શાસ્ત્રકારોએ પર્યાપ્તિ દર્શાવતી વેળાએ પણ પહેલાં શરીર પર્યાપ્તિ જ માની છે. અથાત્ પર્યાપ્તિના હિસાબે જૈનદર્શનકારોને હિસાબે અથવા કેન્ટ ઈત્યાદિ પશ્ચિમના તત્વદર્શીઓને હિસાબે પણ પ્રાણીમાત્રને–પછી તે ગમે તે પ્રકારનો જીવ હો–કાયા છે, એમ તો માનવું જ પડે છે.

હવે આ કાયા શાથી થઈ તેનો વિચાર કરો! ઉત્તર એજ છે કે જન્મથી. ત્યારે કર્મથી જન્મ સાબિત થાય છે? કર્મ વગર જન્મ અને જન્મ વગર કર્મ માનીએ તો તમોને એ સવાલ મુંઝવશે

કે-જો કર્મ રૂપી વૃક્ષ ઉપસ્થિત થયુ છે, તો તે શું બીજ રૂપી કાઈક ચીજ વગર થઈ શકે? જો જન્મ રૂપી ફળ માનીએ તો તમારે એ પ્રશ્નનો ઉત્તર આપવો પડશે કે જન્મરૂપી ફળ શું વૃક્ષ વગર જ પરિણમ્યુ છે?

## કર્મ-જન્મની અનાદિ પરપરા

આખરે તમારે ઘેર પાછા જ આવવુ પડશે અને જેમ બીજ અકુરની પરપરા અનાદિ માની છે તે જ પ્રમાણે તમારે જન્મ-કર્મની પરપરાને પણ અનાદિ માનવીવી જ પડશે? જન્મ પહેલા કર્મ માની શકાતું નથી, તેજ રીતે કર્મ પહેલા જન્મ પણ માની શકાતો નથી, અર્થાત્ ઘડનો અને અકુરની માફક આ પણ જન્મ અને કર્મની પરસ્પર સાપેક્ષ પરપરા જ બની

હવે પરપરામાના કોઈ પણ પક્ષને પહેલો માની શકાય નહિ જ્યા એક બીજા પર અવલબેતી સાપેક્ષ પરપરા થઈ કે એ પરપરા તમારે અનાદિની માનવી જ પડે છે આથી આપણે કબૂલ રાખીએ છીએ કે જન્મ અને કર્મની પણ પરપરા હોઇ એ અનાદિની જ છે

મહાનુભાવો? તત્વજ્ઞાનનો વિષય ગહન છે અને તેમા જેમ જેમ ઊડા ઉતરતા જઈએ છીએ તેમ તેમ શકાની પણ પરપરા વધીને તે સામાન્ય માણસને ગુચવાડામા નાખે છે, અહીં પણ તમે એવો જ પ્રશ્ન ઉઠાવી શકો છો કે ભલે કર્મ અને જન્મની પરપરા હોય પણ તેથી તે અનાદિ છે તેની સાથે શ્રોતાઓને શો સબધ છે? અમોને તો માત્ર આ બધ તોડવાનો જ માર્ગ દર્શાવો હિતકર છે

## અનાદિની વિચારણાનુ રહસ્ય

આ વાતના ટેકામા તમે એમ પણ કહી શકો અગર તમે એમ પણ પ્રશ્ન કરી શકો છો કે બે મિત્રો છે તેઓ જગલમા જાય છે એક કુવામા એ સમયે એક છોકરો પડેલો છે તો આ મુસાફરોએ તે છોકરાને પહેલા કાઢી લેવો જોઈએ કે એ છોકરો કોનો છે?

ક્યા ગામનો છે? ક્યા કુળનો છે? કૂવામાં કેમ પડ્યો? ક્યારે પડ્યો? ઈત્યાદિ તે બાળકનો ઇતિહાસ શોધવા બેસવું ઘટિત છે? જેમ બાળક કૂવામાં પડ્યો, માટે બીજી ગરબડ–સરબડ મૂકી દઈને તેને બહાર કાઢવો તે કર્તવ્ય છે? તેમ જન્મ–કર્મની પરંપરા સિદ્ધ છે. તો હવે તેને આદિ–અનાદિ ઠરાવવાની ગરબડ–સરબડ મૂકી દઈને એ પરંપરાને ભેદવાનો ઉપાયો દર્શાવવા અને યોજવા એ કર્તવ્ય છે? ફલાણું અનાદિ છે. અને ફલાણું પરસ્પરાવલંબી છે. એવો ટક-ટકારો ખાલી ઢોંગ છે. એમ પણ તમારા હૃદયમાં કદાચ શંકા થાય એ સંભવિત છે?

આવી શંકા તમોને થાય તો તેથી ડરતા નહિ શંકાનું તરત નિવેદન કરો અને ધર્મબુદ્ધિએ તેનો તોડ લાવવાનો પ્રયત્ન હાથમાં લ્યોઃ તો જૈન શાસન તમોને એનો ઉત્તર આપવા તૈયાર છે. ઠીક.

## માર્મિક વિચારણાનું મહત્ત્વ

હવે અહીં એક સાધારણ ઉદાહરણ લ્યો, તમારા પગમાં એક કાંટો વાગ્યો છે, આ કાંટો બહુ નાનો છે, તે તમોને ખૂચતો પણ નથી, તેમજ તેનું સંકટ પણ નથી હવે હું એમ પૂછું છું કે આ કાંટો કાઢવાને માટે તમે વિલાયતી સર્જન બોલાવી તેની પાછળ હજારો રૂપીયાનો ખર્ચ કરશો? નહિ જ। હવે ધારો કે તમોને કાચ વાગ્યો છે? કાચનો ટુકડો અંદર રહી ગયો છે. ભયંકર દર્દ થયુ છે, હેરાન ગતિનો પાર નથી, તાવ લાગુ પડ્યો છે. જીવવાની આશા નથી અને તમારી તીજોરી તર છે તો હવે તમે શું કરશો? જો તમોને એમ ખબર થાય કે જર્મનીમાં ફલાણો ડોકટર છે. અને તે આ વિષયનો નિષ્ણાત છે. તો તમે લાખ રૂપીયા આપીને પણ તેને બોલાવશો?

આ ઉદાહરણ ઉપરથી સહજ તમારા ખ્યાલમાં એ વાત આવી જ જવી જોઈએ કે જલ્લાદ ઉપાયો આપણે ત્યારે જ લઈએ છીએ

કે જ્યારે રોગની મહાભયાનક પીડાનું આપણને જ્ઞાન થાય છે ધારો કે એક નાદાન છોકરાને ક્ષય લાગુ પડયો છે દરરોજ છોકરાનો બાપ તેને બોર ખાવાનો એકેક પૈસો આપે છે, અને એક વૈદ્ય પણ પૈસો જ દવાની ફી લઇ ક્ષય મટાડવાની દવા આપે છે? હવે આ છોકરો દવા લેશે કે બોર લેશે? છોકરો પૈસાની દવાનો ત્યાગ કરીને પૈસાના બોર લેવાનું જ વધારે પસદ કરશે

જલ્લાદ ઉપાયોની જરૂર

આ ઉદાહરણો એમ કહી આપે છે કે દવા કરવાનો ત્યારે જ ખ્યાલ આવે છે કે "રોગ છે" એ ધ્યાનમા આવે? અને એ દવા એ ઉપાય જલ્લાદપણે ત્યારે જ થાય છે કે જ્યારે રોગની ભયકર તાનો ખ્યાલ આપણા મનમા વસે છે।

એજ સ્થિતિ આપણી પણ છે જીવ જન્મ અને કર્મની જ જાળમા જકડાયેલો છે એ ખબર પડે તોજ તેનો નાશ કરવાની–એ જ જાળને તોડવાની ઈચ્છા થાય છે માટે જ જીવ જન્મ અને કર્મની જ જાળમા જકડાયેલો છે, એ વાત તમારા ખ્યાલમા લાવવી જ જોઈએ જીવને જન્મ અને કર્મનો રોગ લાગુ પડયો છે એ વાત હવે તમે કબૂલ રાખી, પણ હવે એ રોગ કેવો ભયકર છે? અને કેટલો જુનો છે? તે વાત તમારા ખ્યાલ પર લાવવી જોઈએ, કારણ કે એ રોગની ભયકરતાનો જ્યારે તમોને ખ્યાલ આવશે ત્યારે જ તમો તેને ઘટિત એવા જલ્લાદ પગલા પણ લેવા માડશો।

મહાનુભાવો। આ પ્રમાણે આત્માને લાગેલી જન્મ-કર્મની જ જાળ ભયકર છે તે સૂજ્નજુની છે તે રાક્ષસી રોગ છે। એવું બતાવવા માટે જ અને તેનો તમારા મગજમા ખ્યાલ લાવવાને માટે જ શાસ્ત્ર તમોને વારવાર ટોકીટોકીને અમોને એવુ તમને કહેવાની ફરજ પાડે છે કે

"ચેતો। ચેતો। આત્માને જન્મ-કર્મનો લાગેલો રોગ અનાદિનો છે। અનાદિનો છે। અનાદિનો છે।।।"

## અજ્ઞાનથી બચાવ નથી

જન્મ-મરણના આ ભયંકર રોગનો તમોને ખ્યાલ હોવો જ જોઈએ, રોગથી મૂર્છામાં પડેલા માણસનું શીર ફુટી જાય, તો તેની ભયંકરતાનો તેને ખ્યાલ હોતો નથી પણ તેને ખ્યાલ નથી, માટે માથું ફુટીને લોહી વહી જવાનું પરિણામ તેને છોડી દેવાનુ નથી, અર્થાત્ વસ્તુની મહત્તા ન સમજીએ તો પણ તેમાં રહેલો સ્વભાવ તો તેનુ ફળ ક્ષણના વિલંબ વિના આપે જ જાય છે વીજળીના બળની ભયાનકતા ન સમજો એ પ્રવાહ શી રીતે ઉત્પન્ન થાય છે એ ભલે ન સમજો, પણ જ્યાં વીજળીનો તાર તમે પકડ્યો કે ખલાસ એ જ સેકંડમાં તેનો આંચકો તમોને પુરા કરી નાખે છે, એજ પ્રમાણે જીવ જન્મ-કર્મની ભયકરતા ન ઓળખે, તેથી તે તેને છોડી દેવાની નથી! ભયંકરતા ન સમજવાથી લાભ છે જ નહિ, અને જો એ ભયંકરતાને સમજી લઈએ તો તેવાજ જલ્લદ ઉપાય યોજવાનું પણ બની શકે એમ છે.

આવા સંયોગમાં કોઇપણ ડાહ્યો માણસ ભયંકરતાને સમજી લેવામાં જ ડહાપણ માનશે, એટલે કર્મ અને જન્મ અનાદિના છે. એ જાણ્યા પછી પણ તેની ભયકરતાનો ખ્યાલ તમારે કરી લેવામાં જ લાભ છે.

## વિતંડાવાદથી સિદ્ધિ નથી

પહેલો એક કર્મ વિનાનો જન્મ કલ્પો: એ જન્મમાં માણસાઇનો સંપૂર્ણ ખ્યાલ કલ્પો. જો આ કલ્પના ખ્યાલમાં આવી જતે તો આત્મા પહેલે જ જન્મે જન્મ ઉપર ધિક્કાર વરસાવત! તેનુ સ્મરણ સરખું પણ ન જ કરત! અલબત્ત જે બેશરમી છે, જેને ગર્ભાવાસના દારૂણ દુખોમાં જ મજા આવે છે. તેવાની વાતો દૂર રાખો: પણ જે એવો બેશરમી નથી, નફ્ફટ નથી, તેને તો જરૂર પહેલે જ જન્મે જન્મ ઉપર શરમ અને તિરસ્કાર આવત! યાદ રાખો કે આ સઘળું કર્મ કરાવે છે, તમે કદાચ આ કર્મને ન માનો તેની હયાતી સ્વી-

કારવાની ના પાડી 'કર્મ' જેવી કોઈ ચીજ નથી જ એવો દાવો કરો, તો તમારા આવા વિતંડાવાદથી કર્મ કે તેની ભયકરતાનો ત્યાગ કરી દેવાનું નથી, સસલાની આગળ કુતરો દોડી આવી રહ્યો છે સસલો આંખ મીચી લે છે તેથી એમ નથી થતું કે સસલો બચી જાય? આંધળો સાપને નથી દેખી શકતો, માટે તેને સાપ નહીં કરડે તેવો નિયમ નથી જ! ત્યારે હવે એવો પ્રશ્ન ઉપજે છે કે વસ્તુ જોકે તેના સ્વાભાવનુ પરિણામ ઉપજાવવાની જ છે ત્યારે હવે એ વસ્તુની ભયકરતા જાણવાથી લાભ છે કે તેની ભયકરતા ન જાણવાથી લાભ છે?

આંધળો ન દેખી શકે તેથી સર્પ તેને છોડતો નથી, પણ જો તે દેખતો હોય, સાપનું યમકૃત્ય જાણતો હોય, તો તે સાપને દૂર ફેંકી દઈ શકે છે એજ પ્રમાણે કર્મને ફેંકી દેવાના પ્રયત્નો પણ તે જ કરી શકે જે એની ભયકરતા જાણે છે અર્થાત્ હવે તમારે કબૂલ રાખવુ જ પડશે કે જન્મ અને કર્મમા આત્મા ફસાયેલો છે એટલુ જ તમારે જાણવાની જરૂર નથી જ પણ એ ફસામણ અનાદિની છે એ ભયકરતા પણ તમારે જાણવીજ રહી! અને તે ભયકરતા પણ અમારે તમોને દર્શાવવી જ રહી!!!

## સાચી જાણકારી

જે સાપ દેખે છે તેજ સાપને દૂર ફેંકી દઈ શકે છે તેજ પ્રમાણે કર્મ અને તેના કારણો તથા એની ભયકરતા પણ જે જાણતો હોય તેજ એને દૂર ફેંકવાના પ્રયત્નો કરી શકે દશબાર દહાડા લાગ લાગટ તાવ આવે છે ત્યાતો આપણે ગભરાઈ જઈએ છીએ, દસ બાર મહિના જો લાગલાગટ તાવ આવે તો ક્ષયની બ્હીક આપણને ગભરાવે છે દાકતર કહે કે ક્ષય છે પરેજી કરો, તેલનો સ્પર્શ ન કરો, મીઠા મરચાની ગધ પણ ન લેશો તો આપણે તે કબૂલ રાખીએ છીએ હવે જો હાડકા-ચામડાનો તાવ આટલો બધો ભયકર છે અને તેને ટાળવાને માટે આપણે આવા આકળા થઈને ઉપાયો

કરીએ છીએ, તો પછી તમેજ ખ્યાલ કરો કે આત્માને જે કષાયો રૂપી તાવ લાગે છે. તેને ટાળવાને માટે આપણે તેટલી જ ઉત્સુકતાથી પ્રયત્નો શા માટે કરતા નથી ?

આનું કારણ એટલું જ છે કે એ આત્માને લાગેલી તાવની ભય કરતા અને તેના જુનાપણાથી આપણે અજ્ઞાત છીએ. એ ભયંકરતાનો અને આત્માના તાવની મહત્તાનો જો માણુસને ખ્યાલ હોય તો જેમ શરીરના તાવને તે ભયંકર લેખે છે. અને તેને ટાળવાના યત્નો કરે છે. તેવા જ યત્નો તેણે આત્માના તાવ ટાળવાને માટે પણ અવશ્ય કીધા જ હોત શરીરનો તાવ શરીરનો નાશ કરી આત્માને છુટો પાડે પણ આત્માનો તાવ એવો ઝેરી છે કે ત્યાંથી જો નિગોદમાં ગયા તો ખલાસ એ તાવ આ રીતે નિગોદમાં મોકલે, તો ત્યાં ચાર ઇન્દ્રિયોનો લોપ એને માત્ર એક ઈન્દ્રિય હોય, તેવા ભવનો જન્મ મળે છે. અને ત્યાં ભટકવું પડે છે.

તાવની ભયંકરતાની ખબર નથી કે આ તાવ ક્ષયનો છે. એમ જે જાણુતો નથી તેવો માણુસ ચરી પાળવાની જરૂર પણ નહીં સમજી શકે એ વાત તદ્દન વાસ્તવિક છે. જે માણુસ ક્ષયની ભયંકરતા જાણુતો નથી તેને તમે ચરી પાળવાનું કહેશો તમને એ તમારો શત્રુ જાણુશો તમને જોશે ત્યાંથી તમારા ઉપર દાંતીયાં કરશે અને છતાંય જો તમે તેને બલાત્કારે ચરી પળાવવા જશો તો છેવટે બજારુ હોટલોમાં પણ જઇને તે ચરી ભાંગી આવશે, આ બધાનું કારણુ એટલું જ છે કે રોગની ભયંકરતાનો ખ્યાલ એ માણુસના દિલમાં હજી વસ્યો નથી.

### પ્રભાવનાનું રહસ્ય

આ પ્રમાણે શ્રી જિનેશ્વર દેવો આપણા આત્મિક ધન્વંતરીઓનુ કામ કરે છે, દાકતર તો એક ભવના શારીરિક રોગનો વિનાશક છે જે દરદી રોગનું મહત્વ સમજ્યો છે, તે રોગી તો પોતાને માટે દાક્તરની આવશ્યકતા અને તેની ઉપકારિતાને સમજી જ જાય છે

પણ જે રોગી રોગની મહત્તા નથી સમજ્યો તેને માટે શો ઉપાય કરવો પડે છે તેનો જરા ખ્યાલ કરો ? મોટો સમજણો દરદી હોય તો તેને સમજાવી ધમકાવી દવા પાવામા આવે છે અને જો દરદી બાળક હોય તો તેને મીઠાઇની લાલચ આપીને પણ દવા પાવામા આવે છે જેમ મીઠાઈની લાલચ આપીને પરાણે દવા પીવડાવાય છે તે જ રીતે ધર્મ કરવાને પથે પણ વિષય-કષાયોનો યથાર્થ ખ્યાલ નહીં રાખનારા માનવીઓને પરાણે પ્રેરવા પડે છે, લાલચ દેખાડીને પણ તેમને ધર્મમય જીવન ગાળનારા બનાવવા પડે છે અને એમ કરવામા જરૂર કર્તવ્ય રહેલુ છે

પ્રભાવનામા પતાસા, પેંડા, નાળિયેર વગેરે વહેચવામા આવે છે આપણે કબૂલ કરવુ જ પડશે કે એટલી એ લાલચ છે પણ આ લાલચ શા માટે આપવામા આવે છે ? મનુષ્યોને ધર્મને પથે પ્રેરવા માટે, નહિ કે કોઈ બીજા કારણને માટે ? તેમ છતા એટલુ તો કહેવુ જ પડશે કે જેમ પતાસાની લાલચે દવા પીનારા દવાની મહત્તાને કે રોગની ભયકરતાને સમજી શકેલા નથી, તેજ પ્રમાણે પ્રભાવનાની લાલચે વ્યાખ્યાન સાભળવા આવનારાઓ અથવા લાડવા માટે પૌષધ કરનારાઓ એ વ્રતોને અને આત્માને લાગુ પડેલા તાવની ભયકરતાને સમજી શકયા નથી, આજે ભલે તેઓ લાલચથી ધર્મનુ વર્તન કરી છે આજે ભલે લાડવાની લાલચે પૌષધ કરે છે પણ નક્કી માનજો કે આજે જેઓ કોઇ જાતની લાલચથી પણ ધર્માચરણ કરે છે તેઓ આવતી કાલથી લાલચ વિના પણ તેમ કરવાને જરૂર પ્રેરાયા વિના નહીં રહે

## અજ્ઞાનીઓના કુતર્ક

બાળક નાનો છે દવા પીતો નથી તેથી, તેને ગોળનો લાડુ બતાવી દવા પાવી પડે છે આ ગોળનો લાડુ બાળક ન ખાય એ આપણી સૌની ઇચ્છા છે ? પણ ગોળના લાડુ વિના દવા નહીં જ પીતો હોય તો "ગોળનો લાડુએ ન આપો અને દવાએ ન આપો!"

એવું પ્રતિપાદન કરીને બાળકની દવા તોડાવી નાખનારને તમે કેવો માનશો? જરૂર એમ કહેવું જ પડશે કે જે બાળકની દવા તોડાવી નાંખે છે તે બાળકનો મિત્ર નથી પણ શત્રુ છે એજ પ્રમાણે ધર્માચરણ માટે પણ સમજી લો!

લાડુ પતાસા પ્રભાવના વિના અજ્ઞજન ધર્મવર્તન નથી કરી શકતો તો એવા અજ્ઞાનીને લાલચ પણ ન આપો અને તેનીપાસે ધર્મક્રિયા પણ ન કરાવો એવું કહેનારો પેલો અજ્ઞાન માણુસનો શત્રુ નહિ પણ ભયંકર શત્રુ છે, જેમ બુદ્ધિહીન બાળકની દવા રોકનારો બાળકનો શત્રુ છે, તેજ પ્રમાણે ધર્માચરણ રોકનારો તે માણુસનો પણ પરમ શત્રુ છે, અલબત્ત લાલચ રોકવા જેવી છે એની તો કોઈપણ ના પાડી શકતું જ નથી પણ આજે જે ધર્મની યથાર્થ કિંમત સમજ્યા વિના લાડુ, પતાસાં કે નાળિયેરથી ધર્મક્રિયા કરવાને પ્રેરાય છે, તે કાલે વર્તનની મહત્તા સમજતાં આપોઆપ પોતે તે લાલચનો ત્યાગ કરશે જ પણ બીજાને પણ લાડવા આપી પૌષધ કરાવવાની પ્રવૃત્તિને આદરશે જ એ વસ્તુ નિર્વિવાદ છે, અર્થાત્ દવાનો રોકનારો બાળકનો શત્રુ છે, તેમ લાડવા આપી પૌષધ શા માટે કરાવવો એવું કહીને આજે તેઓ ધાર્મિક ક્રિયાઓને અવરોધવાની વાતો કરે તેઓ પણ માની લ્યો કે માનવ સમાજના મહાભારત શત્રુઓ જ છે!

## દ્રવ્યક્રિયાનું મહત્ત્વ

આ કથનનો અર્થ પણ એટલો જ છે કે દ્રવ્યક્રિયા પણ રોકવા જેવી તો નથી જ, આજે જે દ્રવ્ય ક્રિયાથી ધર્મમાં જોડાયેલો છે. તે દ્રવ્યક્રિયા વગર પણ સ્વતંત્ર ધર્મપાલન કરવા તો શીખવાનો જ છે, માત્ર એ વાતાવરણને વાર લાગશે એ જ્યારે સમજણો થશે, ધર્મની સાચી મહત્તાને સમજશે, દ્રવ્યક્રિયા વિનાના ધર્માચરણની ઉત્તમતા દેખશે કે પછી તરત જ એ લાડવા માટે પૌષધ કરનારો કિંવા પ્રભાવના માટે વ્યાખ્યાન સાંભળનારો નહીં જ રહે? પણ એ

સમજણો થયો નથી તે સ્વતંત્ર ધર્મની મહત્તાને જોઈ શકયો નથી ત્યાં સુધી તે દ્રવ્યક્રિયાને અનુસરીને પણ ધર્માચરણ કરતો હોય તો એનું તે ધર્માચરણ "લાડુ સાથેની દવા" પ્રમાણે ચાલવા દેવું જોઈએ અને એવા ધર્માચરણ સામે જેઓ લાલ આંખ કરે છે તેઓ નિ:સંશય સમાજના શત્રુઓ છે મિત્રો તો નથી જ! એ તમારે સમજી લેવું ઘટે!!

## હિત શત્રુઓની કરતૂત

બાળક દવા નથી પીતો, ત્યારે તેના માબાપ તે બાળકને બળાત્કારે દવા પાય છે આ દવા પાવામાં માતાપિતાની શું ક્રૂરતા છે એમ તમો કહી શકશો? કોઈપણ સમજણો માણસ એમ કદી ન કહે કે આ રીતે માબાપ બાળકો પર અત્યાચાર કરે છે, બાળક વધારે તોફાની હોય! દવાનું નામ સાંભળીને કંપતો હોય ત્યારે માબાપને બાળકોને પરાણે પકડીને તેના મોઢામાં વેલણ ઘાલીને તેને દવા પાવી પડે છે? દોઢ ડાહ્યાઓ આ પ્રસંગે માબાપોની ક્રૂરતા જુએ છે પરંતુ તેઓ દવાને અંગે માતા પિતાની દયાને નથી જોઈ શકતા, એટલું જ નહીં પણ સામા પેલા છોકરાને શિખામણ આપવા તૈયાર થાય છે કે, તારા મા-બાપ ઘાતકી છે, હવે દવા પાવા આવે તો સત્યાગ્રહ કરજે! દવા ન પીતો! મોઢું ના ઉઘાડતો અને મોઢામાં બલાત્કારે વેલણ ઘાલે તો પકડી લેજે!

કહો મહાનુભાવો આવા સલાહકારોને તો બાળકોના મિત્રો કહેશો કે બાળકોના ઘોર શત્રુઓ કહેશો? તમારે આવા મૂર્ખા સલાહકારોની ગણના બાળકોના શત્રુઓમાં જ કરવી પડશે? આવી રીતના મૂર્ખાઓ ધર્મને વિષે પણ નજરે પડે છે, જેમ બાળક આવા મૂર્ખા સલાહકારોને જ અવલંબે તો રોગથી તે બાળકનો વિનાશ જ થાય છે તેજ પ્રમાણે ધર્મને વિષે પણ આવા જે મૂર્ખાઓ છે તેમને અનુસરનારાઓની એવી જ દશા થાય છે!

સાધુની પાસે છોકરાને બે કલાક ભણવા બેસાડયા, બાળકે

આ સંસારમાં દરેક આત્મા અનાદિકાળથી રખડી રહ્યો છે. રખડતાં રખડતાં કોઈ ભાગ્ય યોગે મનુષ્ય જન્મ પ્રાપ્ત થયો છે અનાદિ સૂક્ષ્મ નિગોદમાં આ આત્મા અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા શરીરમા અનત જીવોની સાથે રહ્યા છે. અનંતા જીવો એકઠા થાય ત્યારે અગુલના અસંખ્યાતમા ભાગ જેટલુ સૂક્ષ્મ શરીર બનાવી શકે. સાથે ઉપજવાનુ, સાથે આહાર, અને સાથે જ શ્વાસોશ્વાસ એમાથી અમુક સખ્યાતવાળા આગળ વધી શક્યા બાકી બધા એમ જ રહ્યા.

એક કંપની એક લાખ ભાગીદારની એમાથી ૯૯૯૯૯ દેવાળું કાઢે અને.એક જ શાહુકાર રહે. એ જે રીતે નસીબદારી હોય ત્યારે બને તે રીતે આપણે મનુષ્ય ભવમાં આવ્યા તે પણ ઉત્કૃષ્ટ પુરૂષાર્થના બળે જ !

## ભવિતવ્યતા એટલે ?

જે વખતે આપણે અનંતકાયમાં હતા, ત્યારે મનુષ્યપણું, ત્રસપણું, કે બાદરપણુ શી ચીજ હતી એનો ખ્યાલ ન હતો. ત્રસ, બાદર કે મનુષ્યપણાને જાણ્યા વિના એનો વિચાર શી રીતે આવે. અને વિચાર આવ્યા વિના મેળવવાની ઇચ્છા તો ક્યાંથી ? કાર્ય માલુમ ન હોય તો એના કારણની ઇચ્છા ન હોય અને કારણ અમલમાં ન મુકાય ત્યા સુધી કાર્ય થાય નહી. સામાન્ય નીતિકારોનો પણ એ નિયમ છે કે–કારણ સિવાય કાર્ય થતું નથી. અનાદિ નિગોદમાં અજ્ઞાનપણું હતું. કાર્ય–કારણ જાણતા ન હતા એની ઇચ્છા ન હતી. છતાં મનુષ્યપણું શી રીતે મળ્યું આપણને ? એ એક ખૂબ જ ગંભીરપણે વિચારવા જેવી બીના છે.

શાસ્ત્રકારો કહે છે કે–એનું નામ જ **ભવિતવ્યતા** એ ભવિતવ્યતાના જોરે એકની કાર્યસિદ્ધિ થઈ, બાકીના પડયા રહ્યા. ભવિતવ્યતા શાસ્ત્રકારોએ ક્યાં રાખી ? લાકડીના ટેકાથી ચાલવાનું કોને ? આખો હોય અગર કેડ ભાગેલી હોય અને યુવાન મનુષ્ય લાકડીને ટેકીને ચાલે તો હાંસી થાય. જેને કારણની સામગ્રી નથી એવાને માટે જે ભવિતવ્યતા રાખી છે, તે મનુષ્યભવ આર્યક્ષેત્ર

ઉત્તમકુળ, ઉત્તમજાતિ, પચેન્દ્રિય પરિપૂર્ણતા અને દેવગુરૂની જોગવાઈ પામ્યા છતા ભવિતવ્યતાને વળગે એ હાસી પાત્ર છે નિગોદમા ભવિતવ્યતા સિવાય બીજો આધાર ન હતો પણ ઉદ્યમ કરવાને લાયક થયા પછી ભવિતવ્યતા પર બેસી ન જવાય

## ભવિતવ્યતા કેવી છે ?

એક મનુષ્ય જ ગલમા ભૂલા પડયા, આખો ગઇ, પાણી પીવા જતા ઘેનની ચીજ ખવાઈ ગઈ આગળ ચાલતા પડી જવાથી ટીંચણ ભાગી ગયા આવો મનુષ્ય માર્ગ પર કઈ રીતે આવે ?

બિચારો જ ગલમા મરી જવાનો એમ જ કહી શકાય એવામા કોઇ એવો વિદ્યાધર કે દેવતા આકાશમા જતો હોય, એને દયા આવે અને માર્ગ પર મૂકી દે તો કાઇ અસભવિત નથી આ સાભળીને ઇરાદા પૂર્વક જાણી જોઇને તમે જ ગલમા જાઓ, આખો ફોડો, ઘેનની ચીજ ખાઓ ને પગ ભાગો નહિ જ । કઈ દરદીઓના રોગો મટે છે એ ધારીને રોગ ઊભો કરવાને કોઇ તૈયાર નથી આધળા લૂલા અને બેભાનનુ માર્ગમા આવવુ થયુ, તો પણ આપણે આધળા લુલા કે બેભાન થવા તૈયાર નથી એ રીતે ભવિતવ્યતા સાહજિક રીતે નિગોદમાથી જીવને ઉચે લાવે-પણ હવે તેના ભરોસે પુરૂષાર્થ હીન ન રહેવાય !

## ચૂકયા એટલે હતા ત્યાના ત્યા

બીજી વાત સૂક્ષ્મ એકેન્દ્રિય નિગોદમા ફરીને આ જીવ નહિ જ જાય, એવુ કોઇએ લખી આપ્યુ નથી પ્રમાદી બન્યા, દેવ-ગુરૂ-ધર્મની જોગવાઇ છતા તેને હારી ગયા તો આપણે માટે પણ ત્યા જવાનુ બધ થઇ ગયુ નથી

અહીં આવીને પણ ઉત્તમ માર્ગ કે આત્મકલ્યાણની દિશા ચુકયા ને પાછા પડયા તો દશા શી ?

ભગવાન શ્રી મહાવીર દેવ જેવા કથક અને ગણધર દેવશ્રી

ગૌતમસ્વામીજી મહારાજ જેવા સાંભળનાર એમને પણ ભગવાન કહે છે કે-**સમય માત્ર પ્રમાદ કરીશ નહિ.** એમને માટે તો નિર્ભયપણું હતું. જેમ શ્રી તીર્થંકરદેવ તે ભલે મોક્ષે જાય, તેમ શ્રી ગણધર ભગવાન પણ તેજ ભવે મોક્ષે જાય છતાં, આવી આવી રીતે રખડી જવાય, એમ એમનેય કહ્યુ તો આપણા માટે તો શું કહેવું ?

દેવગુરૂ ધર્મની આરાધનાથી જેઓ વંચિત રહ્યા તેમને ગબડતાં વાર શી ?

**નરક નિર્દેશકો**

"મનુષ્યભવ પામીને દેવ-ગુરૂ-ધર્મની આરાધના ન કરે. ઉલ્ટી વિરાધના કરે તે નરક અને નિગોદમાં જાય." એમ કહેનારને 'નારક નિર્દેશકો છે'-એમ કરીને મશ્કરી ન થાય! ચોરી કરે તે કેદમાં પડે, ચોરી કરનારને જેલની સજા થાય, એ શબ્દોનું દુઃખ કોને થાય ? શાહુકારને નથી થતું પણ ચોરને થાય છે.

**નરક નિગોદ બંધ નથી**

"શાસ્ત્રવિરુદ્ધ બોલનાર કે તીર્થંકરોની આશાતના કરનાર, ગુરૂઓની નિંદા કરનાર નરકે જાય," એમ કહેનારને '**નરકના પાસ ફાડનાર**' કોણ બોલે ? જે એ ટોળીમાંના હોય તે! જે એ ટોળીમાં ન હોય, તેને તો જરૂર એમ જ થાય કે-જે ચોરી કરે તેને જેલ થાય જ. તેવી જ રીતે આત્મકલ્યાણના માર્ગની શ્રદ્ધાવાળો તો કદી જ એમ નહિ કહે કે-નરક નિગોદનું કહેવું એ હાંસી પાત્ર છે! આ જીવને નરક-નિગોદના દ્વાર બંધ નથી. આરાધનામાંથી ચૂકયા અને વિરાધનામાં પડયા તો એ જ પળે છે.

**ભવિતવ્યતા કયાં સુધી ?**

અનંત પુદ્ગલ પરાવર્તન ગયા ત્યારે ભવિતવ્યતા પાકી, કાર્ય કે કારણનું જ્ઞાન ઇચ્છા કે તત્પરતા ન હતી, છતાં પણ ભવિતવ્યતાના યોગે બધું બની ગયું. બાદરપણામાં આવ્યા છતાં પણ પાછળનું દ્વાર ખુલ્લું હતું, તેથી કંઇ વખત પાછા ગયા અને આવ્યા એમ

કરતા ર પચેદ્રિય-મનુષ્યપણામા ભવિતવ્યતા લઇ આવી એકેન્દ્રિયથી ઠેઠ મનુષ્યપણા સુધી લાવવામા ભવિતવ્યતા સિવાય આપણને સહાયક ન હતું પરતુ જેમ આધળાને બીજો દોરે તો શોભા, પણ દેખતાને દોરે તો અપમાન અને તિરસ્કાર જ થાય, તેમ મનુષ્યપણુ પામ્યા પછી ભવિતવ્યતા રૂપ લાકડી પકડવા જઇએ તો બેવકુફ જ બનીએ માટે મનુષ્ય ભવનો સદ્ઉપયોગ કરવાની જરૂર છે,

## જાનવરનુ પાપ ખવાય, મનુષ્યનુ પુણ્ય

શાસ્ત્રકારો કહે છે કે-આ મનુષ્ય જન્મ કેવો ? દુખનુ ય કારણુ આરાધના નહિ કરતા વિરાધના કરનારને આ મનુષ્ય ભવ જ દુખનું કારણુ છે વધારે પાપકર્મ કોણુ બાધે ? એકી સાથે અનતો સસાર ભેળો કરવો, એવા તીવ્ર પરિણામો પશુ કે તિર્યચને નથી નરક નિગોદાદિ આવનાર તીવ્ર કર્મબધો મનુષ્યભવને લીધે બને છે મનુષ્ય ભવનો સદ્ઉપયોગ ન થાય તો તે ખરેખર ખરાબ છે

આ દષ્ટિએ શાસ્ત્રકારો કહે છે કે-ધર્મની આરાધના નહિ કરનાર મનુષ્ય કરતા તિર્યચ થયો હોત તો સારો હતો તિર્યચપણામા અકામ નિર્જરાથી પાપ ભોગવ્યુ અને અહિં મનુષ્યપણુ પુણ્ય યોગે મળ્યુ તે ખવાયુ, **"જાનવરને પાપ ખવાય, મનુષ્યને પુણ્ય ખવાય"** પશુને અકામ નિર્જરાથી દેવલોક મળે, મનુષ્યપણાના દુરૂપયોગથી નરકાદિ મળે મનુષ્યપણાનો દુરૂપયોગ કર્યો તો પુણ્યનો ક્ષય છે અને પાપનુ ઉપાર્જન છે એટલા માટે નવગ્રૈવેયક, સર્વાર્થ સિદ્ધ કે મુક્તિ પર્યતના સુખને અપાવનાર મનુષ્યભવને દુખનુ પણ કારણુ શાસ્ત્રો કહે છે

તલવાર પણ શત્રુ કે ચોરને ભગાડનારી અને પોતાનુ રક્ષણુ કરનારી કયારે બને ? મુઠીએથી પકડે ત્યારે ! અણીએથી પકડેલી તલવાર હાથ કપાવે, ગળુ કપાવે અને માર ખવડાવે તલવાર એ જ ! પણ યથા યોગ્ય ઉપયોગ ન કર્યો તો રક્ષકને બદલે ભક્ષક થઇ તે

રીતે આ જ મનુષ્યભવ આરાધનામાં ઉપયોગી ન બને તો આપણને લુંટાવનાર ને કપાવનાર થાય!

## મનુષ્યનો ભવ ઊંટ સમાન!

ગર્ભની સ્થિતિ જુઓ તો પણ બિલાડા, ઉંદર, કુતરા આદિની સ્થિતિ ટુંકી અને મનુષ્યને નવ મહિના. બીજાને તિર્છું રહેવાનું અને મનુષ્યને રહેવાનું ઉંધે મસ્તકે, નવ મહિના લટકયા, અંધારી, ગંધાતી, કોટડીમાં રહ્યા, ત્યારે મનુષ્યપણું મળ્યું. આ રીતે દુઃખે મળેલો છતાં જરૂરી કેમ?

ઉંટના અઢારે વાંકા છતાં રણની મુસાફરીમાં ઉંટનુ જ કામ પડે. બીજું વાહન કામ ન આવે. તે રીતે મોક્ષ માટે ભવારણ્યની મુસાફરીમાં મનુષ્ય ભવ સિવાય કાંઇ પણ કામ લાગે એમ નથી. સામાન્ય રીતે દેવભવ સારો, પણ જેમ રણમા હાથી, ઘોડા કામના નહિ, ઉંટ જ જોઇએ, તેમ મોક્ષ માટે મનુષ્યત્વ વિના ચાલે નહિ માટે કહ્યુ–સુલબ્ધમ્–સારો મળ્યો.

પશુથી પણ અધમ કસાઇની જાતિમા જન્મવાથી દુર્ગતિના કામ કરવા પડે. અનાર્ય જાતિમા જન્મ પામવાથી જીંદગી સુધી ધર્મનું નામ સાભળવા ન મળે ખરાબ કુળ કે જાતિમાં ઉપજેલો જેમ ધર્મ ન પામે, તેમ જૈન જાતિમાં ઉપજ્યા છતાં જેને નથી દેવ–ગુરૂ કે ધર્મની આરાધનાની પડી, કે નથી તીર્થની ભક્તિની પડી, કે નથી સાધર્મિક વાત્સલ્યની પડી. એ બધા મનુષ્ય છતાં પશુથી પણ અધમ કોટિના છે

## કોટવાલને કુટિલ કોણ કહે?

એ કહે છે કે–તીર્થ જાય તો જવા દેવું, પણ પૈસા વડે રક્ષણ ન કરવું, એમ કહેનાર પૈસાનો પૂજારી છે. પણ ધર્મનો દ્વેષી છે. ધર્મનો વિરોધી છે. મા કે (પત્ની) બાયડી ખોટી રીતેકેસમાં સડોવાઈ હોય એને બચાવવા માટે પૈસા ખરચીને માબાપની આબરૂને ન બચાવવી એમ એ બોલશે? નહિ જ, પૈસાથી તીર્થનો બચાવ કરવા કરતાં જવ

દેવુ બહેનગ-એ કહેનારાના કે એના સાથીઓના પૈસા તીથમા નથી ત્યા અપાયેલા પૈના તીથ નો બચાવ ્રવા માટેની લાગણીવાળાઓએ આપ્યા છે અને એ રીતે અપાયેલા પૈસ થી બચાવ થાય, છતા એમ બોલાય છે એનુ કારણુ ?

ખરી રીતે તો તેઓ આવુ બોલે એમા નવાઇ પણુ નથી એમને તો તીર્થ કે દેવ કાઇ જોઇતુ નથી તીર્થ કે દેવ પ્રત્યે ાગ હોય તો શ્રી તીર્થંકર દેવો માટેના બળવાખોર કે એવા એલફેલ શબ્દો બોલાય કે સભળાય ! શ્રી તીર્થંકર દેવોને કોઇની સામે બળવો કરવો ન હતો એમને તો આત્માની ઋદ્ધિ આત્મામાથી પ્રગટ કરવી હતી, છતા એમણે બળવાખોર કહેવાનુ કારણુ એ જ કે-પોતાન બળવો કરવો છે, નહિ તો જીભ કે કલમ ન ચાલે ! પચ મહા વ્રતધારી સાધુઓને પઠાણુ શબ્દ કેમ લગાડાય છે ? કારણુ એક જ ! સીપાઇને ગાળ કોણુ દે ? કોટવાળને કુટિલ કોણુ કહે ? કહો કે ચોરની ટોળીના હોય તે ! પચમહાવ્રતધારીઓને પઠાણુ કહીને નિંદવા કોણ આપે ? જેને પચમહાવ્રતની શ્રદ્ધા ન હોય એ જ !

## એક દષ્ટાત

એક શેઠ હતા તે બજારમાથી ઘેર આવ્યો સ્ત્રીએ મુખ કરમાયેલુ દેખ્યુ પૂછે છે-'તમારુ મુખ મલિન કેમ છે ?' ઉત્તરમા કહે છે-'ગાડીએથી પડ્યુ નથી કે કોઇને દીધુ નથી, પણુ હુ આવતો હતો ત્યારે ફલાણા શેઠે ફલાણાને બે રૂપિયા આપી દીધા માથાનો પસીનો પગે જાય ત્યારે એક પાઇ પેદા થાય છે ત્યારે આ તો બે રૂપિયા પારકાને આપી દીધા માટે મારૂ મોઢુ મલિન થયુ છે '

## મનુષ્યપણુ સારૂ કોને ?

જે રીતે જે જીવો ધર્મને માનતા તે પોતે તો ધર્મ કરવા કોઇ દિવસ તૈયાર નથી, પણુ તોડવા જ તૈયાર છે ગુરૂઓને કહે છે કે-મફતનુ ખાય છે, રોટલા લઈ ગુલામી કરનાર સાધુઓનો એમને ખપ છે પણ શાસ્ત્રે "ફોકટીયુ લેવાનુ એટલે ફોગટનું દેવાનુ

કહ્યું" છે. કે સાટે લેવાથી કે સાટે આપવાથી સાધુપણું અથવા શ્રાવકપણું રહેતું નથી. સાધુઓને ભિક્ષા કોઇપણ સાટા તરીકે લેવાની નથી. સાટાખત કરવાનું કામ જૈન સાધુઓનું નથી. સાધુને દેવાવાળા સુધાદાયી છે અને લેવાવાળા સુધાજીવી છે. પણ એ પરમાર્થ વૃત્તિ, નિરપેક્ષ સ્થિતિ અને નિર્બંધ અવસ્થા, જેઓને રુચતી નથી, તેઓ કહે છે કે–મફતનુ ખાય છે. ઓચ્છવ, મહોત્સવ, સેવા, પૂજા, પ્રભાવના આ બધું આડબર રૂપે દેખાય છે. એમ માનીને પોતે નથી કરતા એટલું જ નહિ, પણ બીજા પણ જો તીર્થની ભક્તિ કરે, સાધુપણું લે, ઓચ્છવ મહોત્સવ કરે, એમાં પણ એમના મુખ મલિન થાય છે. પોતાને ધર્મ સૂઝે નહિં, બીજા કરે એ ગમે નહિં, એવાને મનુષ્યપણું સારૂં મળ્યું કહેવાય નહિ.

મનુષ્યપણું એનું જ સારૂં કે જે સમ્યગ્દર્શનથી શુદ્ધ એવું સમ્યગ્જ્ઞાન પામે, અને એ બન્નેથી શુદ્ધ એવી વિરતિ પામે, એ ત્રણે રત્નોને પામનાર જે આત્મા હોય, તેને જ મળેલું કહેવાય.

એ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર શું છે? એની ઓળખાણ હવે પછી.



**મન કાબૂમાં શી રીતે આવે?**

"××× મન ભૂતને પાંજરામાં પૂરી દ્યો! પાંજરામાં પૂરેલું મન ચાહે તેટલું કુદે!!! ××× એવું પાંજરૂં કયુ? આ મન માંકડાને પૂરવા માટે કોઈ પાંજરૂં છે? હા....સ્વાધ્યાય, ધ્યાન વગેરે સત્-પ્રવૃત્તિઓ ગુરુગમથી કરવાથી મન આપોઆપ નિયંત્રિત થઈ જાય છે."

–પર્વ વ્યાખ્યાનસંગ્રહ પા૦ ૧૭૦

# સાચી કેળવણી

## ( ૨ )

( પૂજ્યપાદ આગમોના અખંડ અભ્યાસી અને આગમોના તલસ્પર્શી જ્ઞાતા, આગમોદ્ધારક આચાર્યદેવશ્રીનો મનનીય એ લેખ ધી યગમેન્સ જૈન સોસાયટીના સાહિત્ય અંક (પા૦ ૧૦૯ થી ૧૧૬)મા પ્રકટ થયેલ,

પૂ૦ ધર્મપ્રેમી મુનિરાજ શ્રી ગુણસાગરજી મ૦ દ્વારા તે જુના પાના મળ્યા, અને શિક્ષણ–કેળવણીને આજે જ્ઞાનના નામે ખૂબ જ ટેકો આપવાની રીત જાણ્યે–અજાણ્યે પણ પાગરી રહી છે તે અવસરે દીવાદાંડીની જેમ માર્ગદર્શક બનશે એમ ધારી તે લેખનુ પુન પ્રકાશન યોગ્ય સુધારા સાથે કર્યું છે સં૦ )

### કેળવણી એટલે ?

આજના જમાનામા કેળવણી શબ્દ આબાળગોપાલ એટલો બધો પ્રસિદ્ધ છે કે તેને જણાવવાને માટે કાંઇ પણ પ્રયત્ન કરાય, તે પિષ્ટ પેષણ જેવો જ લાગે છતા પણ તે શબ્દ કયા અર્થને જણાવે છે અને તે કયા રૂઢ થયો છે, તેમજ તેને તે અર્થમા રૂઢ થવાનું કારણ શું ? એ વગેરે હકીકતથી ઘણા લોકો માહિતગાર હશે કેળવણી શબ્દ જો કે સસ્કૃતની અપેક્ષાએ क्लृप् ધાતુ કે क्लिद् ધાતુ જે પહેલા ને આઠમા ગણના છે, તે ઉપરથી બનાવી શકાય પણ અપભ્રશમા તેનો કેળવવુ એવો અર્થ થાય છે, તે ઘણા જ પૂર્વકાળથી પ્રચલિત થએલો જણાય છે, કેમકે કણેકને ગુંદીને તૈયાર કરવામા આવે છે ત્યારે "કણેકને કેળવી" એમ કહે છે, માટીને પણ ગુંદીને તૈયાર કરવામા આવે છે ત્યારે પણ "માટીને કેળવી" એમ કહે છે

### કેળવણી શબ્દનો વર્તમાન રૂઢાર્થ

આ ઉપરથી વાચક વર્ગ સ્હેજે સમજી શકશે કે કેળવાવુ તેનું

જ નામ છે કે ઇષ્ટ કાર્યની સિદ્ધિને માટે લાયક થવું, અને તેજ અર્થને અનુસરીને શારીરિક, માનસિક, વ્યાવહારિક, અને ધાર્મિક જેવા વિષયોમાં તૈયાર થવું, તેને કેળવણી શબ્દના અર્થ જાણનારાઓ કેળવાયેલા તરીકે ગણે છે આમ છતા પણ કેળવણી શબ્દ વિશેષે કરીને શિક્ષણને લાગુ પડાય છે, અને તેથી શિક્ષિત મનુષ્ય કે જે શરીરમાં કૌવત વગરનો હોય, વિચારશક્તિમાં શૂન્ય હોય, વ્યવહાર માટે તદ્દન અનભિજ્ઞ હોય, અને ધર્મનું શ્રદ્ધાન ન હોય તથા જ્ઞાન પણ પણ ન હોય, તો પણ સ્કૂલ, કૌલેજનું શિક્ષણ લઇને ઊત્તીર્ણ થએલ હોય તેને કેળવાયેલો કહેવામાં આવે છે જગતનો વ્યવહાર જ્યારે તેવા શિક્ષિતોને જ કેળવાએલ કહે છે તો આ લેખમાં પણ તેવી જ કેળવણીને ઉદ્દેશીને કાંઈક કહેવામાં આવશે.

## પરિણમનના આધારે વસ્તુનું સારા-નરસાપણું

જગત્માં સામાન્ય રીતે દરેક ચીજ સારા અગર ખરાબપણે પરિણમે છે. જેના સયોગો સારા હોય છે તેને સારાપણે પરિણમે છે, અને જેના સયોગો ખરાબ હોય તેને તે ખરાબપણે પરિણમે છે. કોઈપણ મનુષ્ય આ વાતથી અજાણ્યો નથી કે છીપમાં પડેલું સ્વાતિ નક્ષત્રના વરસાદના પાણીનુ ટીપુ જે મોતીરૂપ બને છે, ત્યારે તેજ ટીપું લીમડાના ઝાડમા ગયુ હોત તો કટુંતા રૂપેજ પરિણમત, અને સર્પના મુખમાં પડ્યુ હોત તો ઝેર રૂપેજ પરિણમત. ધર્મ શાસ્ત્રની અપેક્ષાએ લઈએ તો જે દેવ ગુરુ, અને ધર્મ રૂપી તત્ત્વત્રયી આરાધન કરવાથી ભવ્ય જીવને મોક્ષ દેનારી થાય છે, તેજ તત્ત્વત્રયી શાસનદ્રોહીઓને વિરાધના દ્વારા દુર્ગતિને દેનારી થવા સાથે સંસારને વધારનારી થાય છે.

## તત્ત્વત્રયી સુંદર ખરી ?

આ હકીકત ઉપરથી કોઇ પણ સુજ્ઞ મનુષ્ય એમ નહિ કહી શકે કે જ્યારે તત્ત્વત્રયી સુંદર જ છે, એમ કેમ ગણાય વળી તે તત્ત્વત્રયીના આરાધક થોડાજ હોય અને વિરાધક તો ઘણાજ હોય, એ

સ્વાભાવિકજ છે, તો પછી તત્ત્વત્રયી ઘણા જીવોનું અકલ્યાણુ કરનાર થઈ, માત્ર થોડા જીવોનુંજ એનાથી કલ્યાણુ થયુ, તો ઘણા જીવોનુ નુકસાન કરનાર અને થોડા જીવોને ફાયદો કરનાર એવી તત્ત્વત્રયી સુન્દર કહેવાયજ કેમ ?

## તત્ત્વત્રયીની સુંદરતાનુ રહસ્ય

આના ખુલાસામા એ સમજવુ જોઇએ કે તત્ત્વત્રયીનો પ્રાદુર્ભાવ જીવોને તારવાને માટેજ કરવામા આવેલ છે, અને તેની આરાધના કરનારાઓનેજ ઉદ્દેશાને તેનો ઉપદેશ કરવામા આવેલો છે છતા કોઇક નિર્ભાગ્ય જીવો તેની વિરાધના કરે અને દુર્ગતિમા રખડે તેમા તત્ત્વત્રયીનો ઉદ્દેશ ન હતો સૂર્યના ઉદ્યોતથી કાંટાથી બચવાનું થાય છતા આખો મીચીને ચાલનાર મનુષ્ય કાટાથી બચે નહિ, અગર આખના રોગવાળા મનુષ્યની આખો મીચાય અને તેથી તે કાટો ન દેખતા તે કાટામા જઇ પડે તેમા સૂર્યનુ અસુંદરપણુ કહેવાયજ નહિ

## કેળવણી સુદર ગણાય ?

ઉપર જણાવેલી હકીકતથી કેળવણીનુ પણુ સુંદરપણુ માનવુ એ સ્વાભાવિકજ થશે, કારણુ કે જે શિક્ષિત મનુષ્ય ધર્મના શ્રદ્ધાવાળો નહિ હોય, પરમેશ્વરન શાસ્ત્રોને ન માનતો હોય, ત્યાગી અને સત્ય વક્તા ગુરૂ મહારાજના ઉપદેશ તરફ લક્ષ્ય ન રાખતો હોય, તે પાપથી કે દુર્ગતિના ડરવાળો નહિ થાય, એ વાત ચોક્કસ છે અને જે મનુષ્ય પાપ અને દુર્ગતિથી ડરવાવાળો નહિ થાય તે મનુષ્ય તપસ્યાને પીડા અને સયમને ભોગવચના ગણુનારો થયા સિવાય રહેશે નહિ

તેથીજ તેવા મનુષ્યનુ શિક્ષણુ જગતને શ્રાપ સમાનજ વશે કારણુ કે જુઠ્ઠા દસ્તાવેજ કરનારાઓ, જુઠ્ઠી સાક્ષી પૂરનારાઓ, જુઠ્ઠા કેસો ઉભા કરનારાઓ, ખોટી સહી કરનારાઓ, ખોટા સિક્કા બના વનારાઓ, રડીબાજો, શરાબખોરો અને લાચ રૂશ્વતખોરો યાવત્ ચોર અને જુગારીઓ પણુ અશિક્ષિત હોતાજ નથી તો પછી ધાર્મિક શિક્ષણુ અને શ્રદ્ધાવાળા મનુષ્યોને મળતા શિક્ષણુ સિવા-

યના શિક્ષણને સારી કેળવણી કોઈ દિવસ કહી શકાય જ નહિ.

## આજની કેળવણી એટલે ?

આ કારણે તેવા અનીતિને તથા અધર્મને પોષણ કરનારા શિક્ષણથી તે બિચારા શિક્ષિતો વિવેકી જનોમાં ધિક્કારને પાત્ર થાય અને આવતો ભવ પણ પોતાનો બગડે તો તે શિક્ષણને ખોટી કેળવણી કહેવી પડે તેમાં આશ્ચર્ય શું ? જો કે તેવા અનીતિ અને અધર્મને પોષનારા શિક્ષિતો 'આ ભવ મીઠા, પરભવ કોણે દીઠા ?' એ કહેવતને ચરિતાર્થ કરીને પોતાના તેવા શિક્ષણથી રાજી થાય પણ વિવેકી લોકો તે શિક્ષણ તે જગતને શ્રાપ સમાન છે, એમ માન્યા વગર કદી પણ રહે નહિ

આવા જ કારણથી આસ્તિક, નીતિવાન્, અને સમજુ વર્ગ તેવા શિક્ષણ લેનારાઓને, સ્વપ્ને પણ એક કોડીના પણ સહાયકારક થઈ શકતા નથી, કારણ કે ધર્મ અને નીતિના શિક્ષણમાં સમજુ માણસો પોતાનું કલ્યાણ માને છે, તેમજ તેમાં મદદ કરનારા પણ પોતાનું કલ્યાણ માને છે, અને વાસ્તવિક છે પણ તેમજ, કારણકે નીતિમા અને ધર્મમાં પ્રવેશ કરનારો, કરાવનારો અને તેને સહાય કરનારો એ ત્રણે સદ્‌ગતિના ભાગી બને છે.

## વર્ત્તમાન શિક્ષાની વિરૂપતા

જેવી રીતે નીતિ અને ધર્મના શિક્ષણથી ઉપર જણાવ્યા પ્રમાણે શુભફળની શ્રેણિ ઉપસ્થિત થાય છે, તેવીજ રીતે અધર્મ અને અનીતિના શિક્ષણને દેનારા, લેનારા, અને તેમાં મદદ કરનારા પણ દુર્ગતિના ભાગી થાય છે. તો કયો સમજુ મનુષ્ય પૈસા ખર્ચીને દુર્ગતિ બાંધવા તૈયાર થાય ? જ્યારે કોઇ પણ મનુષ્ય પૈસા ખર્ચીને દુર્ગતિ બાંધવા તૈયાર ન થાય એ સ્વાભાવિક છે, તો પછી તેવી અનીતિ અને અધર્મને પોષનાર કેળવણીને ખરાબ ગણીને નહિ પણ કેળવણી લેનારાઓ ધર્મના જ્ઞાન અને શ્રદ્ધા વગરના હોવાથી તે કેળવણી જગતના શ્રાપસમાન થશે, તેમ ધારીને જ તેવી કેળવણીમાં

કોડીભરની પણ મદદ ધર્મિષ્ઠો કરતા નથી

આ ઉપરથી એટલુ તો નક્કી સમજાશે કે શ્રદ્ધાયુક્ત મનુષ્યોનુ **શિક્ષણુ તેજ સાચી કેળવણી કહી શકાય અને શ્રદ્ધારહિતોનુ શિક્ષણુ તે ખોટી કેળવણી છે**

**જ્ઞાન અને અજ્ઞાનની વ્યાખ્યા**

જેમ વરસાદનુ પાણી સામાન્ય રીતે એકરૂપ હોય છે, છતા જુદા જુદા આશ્રયોને લીધે તેનુ પરિણામ જુદુ જુદુ આવે છે, તેવીજ રીતે અક્કલ અને શાસ્ત્ર સામાન્યથી જ્ઞાનસ્વરૂપ છે, પણ જ્યારે તે અક્કલ અને શાસ્ત્ર શ્રદ્ધાવાળા આત્મામા હોય છે, ત્યારે તે સમ્યગ્ જ્ઞાન તરીકે ગણાય છે અને તેજ અક્કલ અને શાસ્ત્ર અશ્રદ્ધાવાળામા હોય છે, ત્યારે તેજ અજ્ઞાન કહેવાય છે

જૈન શાસનકારોએ નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કાવ્ય, તર્ક, અલકાર વિગેરે જ્ઞાનોને કેટલીક જગોએ લૌકિક જ્ઞાન જણાવેલ છે, છતા લોકોત્તર જ્ઞાનથી તે જ્ઞાનોને ભિન્ન ગણીને કેટલેક સ્થાને શાસ્ત્રકારો તે રાજનીતિ આદિના જ્ઞાનને અજ્ઞાન તરીકે જણાવેલ છે નદીસૂત્ર સરખા સૂત્રમા તે રાજનીતિ વિગેરેના જ્ઞાનને સ્પષ્ટપણે અજ્ઞાન તરીકે ગણવામા આવે, ત્યારે તે જ્ઞાન સમ્યગ્દૃષ્ટિને છોડવા લાયક થાય તેમા આશ્ચર્ય શુ ?

શાસ્ત્રકારો पढमेव अण्णाण એ વાક્ય કહીને સ્પષ્ટપણે અજ્ઞાનનો ત્યાગ કરવા માટે, તેમા મદદગાર નહિ થવા માટે, અને તેને સારૂ નહિ ગણવા માટે જણાવે છે, તો પછી કયો ભવ્ય જીવ મહાપુરૂષોના વચનને ઓલગીને પોતાની મતિકલ્પનાથી તેવા જ્ઞાનને પોષણ કરવા તૈયાર થશે ?

**પાપશ્રુત અજ્ઞાનરૂપ છે**

આ સ્થળે યાદ રાખવું જરૂરી છે કે જ્યોતિષાદિક જ્ઞાનને શાસ્ત્રકારોએ પાપશ્રુત તરીકે ગણાવેલા છે અને તેમા ધર્મ કે સારાપણુ

માનનારને સાફ સાફ મિથ્યાદષ્ટિ ગણાવેલ છે, તો શાસનપ્રેમી મનુષ્ય તેવા મિથ્યાદષ્ટિપણામાં કોઇ દિવસ પણ આગેવાન થઇ શકે જ નહિ જેમ અક્કલ અને શાસ્ત્રને અંગે અજ્ઞાનપણાની ઉપરોક્ત રીતે ત્યાજયતા છે, તેમ ખુદ અતીન્દ્રિય અજ્ઞાન જે મિથ્યાદષ્ટિને હોય છે, તે જ્ઞાનનું નામ શાસ્ત્રકારો વિભગજ્ઞાન કહે છે, તે સાત પ્રકારનું હોય છે, છતાં તે સાતે પ્રકારના વિભંગ જ્ઞાન કહે છે, છતાં તે સાતે પ્રકારના વિભગ જ્ઞાનને શાસ્ત્રકારો सत्तविहं चेव णाणविब्भंगं" એ વાકયથી સ્પષ્ટપણે છાંડવા લાયક જણાવે છે, અને તેથી જ શ્રીમાન્ મહાવીર મહારાજાના વચનથી શિવરાજર્ષિનું વિભગ જ્ઞાન ચાલ્યુ ગયુ, તોપણ તેમા તેને અપકાર થયો એમ ગણાયું નહિ.

આ હકીકતથી તેમજ શ્રાવકોને પણ અજ્ઞાનથી ત્રિવિધ, ત્રિવિધ વિરમવાનુ હોવાથી કોઈપણ શ્રદ્ધાળુ કે કલ્યાણાર્થી શ્રાવક તેવા અજ્ઞાનને પોષવા તૈયાર થયા જ નહિ.

## પાપશ્રુતનો સાપેક્ષ ઉપયોગ છતાં ઉપાદેય નહીં

જો કે કેટલાક પાપશ્રુતવાળાઓનો અથવા તો અજ્ઞાનવાળાઓનો ચારે પ્રકારના સઘને ખંપ પડે છે, પણ તેથી એ અજ્ઞાન અનુમોદના યોગ્ય કે વધારવા યોગ્ય તો કહેવાય જ નહિ. જેમકે ગૃહસ્થ અવિરતપણાને લીધે જ આરભ સમારભ કરી પૈસો મેળવે અને પાણી અગ્નિ આદિનો આરભ કરીને જ રસોઇ આદિ બનાવે અને તે રસોઇનો સાધુઓને હમેશ ખપ હોય છે, છતા કોઈ પણ શાસનપ્રેમી સાધુ કે શ્રાવક તે અવિરતિને તે આરંભ સમારંભને, દ્રવ્યને, કે રસોઈના કામને ધર્મ તરીકે માની કે મનાવી શકે જ નહિ.

વળી મનુષ્યપણામાં અસંયમથી જન્મ થાય, આરંભ સમારંભથી પોષાય ને તેજ મનુષ્ય દીક્ષા લે તો તે દીક્ષા લેવાનું કાર્ય ઉત્તમ છતાં તેના કારણમાં રહેલા અધર્મને કોઇપણ સમજુ મનુષ્ય ધર્મ માની શકે જ નહિ. તેવી જ રીતે અહીં પણ કયારેક તેવા વૈદક કે જયોતિષાદિકનો આશ્રય સઘને લેવો પડે એટલા માત્રથી તે અજ્ઞા-

**ભાવાર્થ** :– તીર્થંકરોની ઠાઠથી પૂજાઓ કરવા–કરાવવાથી પ્રભુશાસનનો પ્રભાવ નથી, તેમજ આચાર્યોના કે સાધુઓના ઠાઠથી આદરસન્માન આદિથી પ્રભુ શાસન દીપતું નથી, પણ વિશિષ્ટ ભાવ-શુદ્ધિના એક કારણરૂપ અરિહંત પરમાત્માની આજ્ઞા–મર્યાદાનુસારે સન્માર્ગના ઉપદેશક અધિકારી વ્યાખ્યાતા અને અંતરંગ પરિણતિ સ્વરૂપ નિર્મળ રૂચિવાળા જિજ્ઞાસુ શ્રોતાના સુભગ સમાગમથી પ્રભુશાસન ઝળહળી ઉઠે છે.

એટલે આગમોનું યથોચિત બહુમાન જિનશાસનની ઉન્નતિનું પ્રધાન કારણ છે.

(૯) कथं ज्ञेयं वृत्तं तव सुचरितं दोषविमलं,
कथं स्थाप्या मूर्त्तिस्तव जिन ! गताङ्क शमरसा ।
कथं ते मोक्षाध्वप्रगुणगणोद्दाममुदितं,
न चेदेषा शुद्धा भवति भुवने ह्यागमततिः ॥

**ભાવાર્થ** :– હે ભગવન્‌! અમ જેવા પામરોને જો આપના આગમોનો વારસો મલ્યો ન હોય તો વીતરાગ અરિહંત પરમાત્માની અગણિત ઉપકારકતાનો પરિચય શી રીતે મળત! તથા તીર્થંકરોની મૂર્ત્તિ અને તેના દર્શન–પૂજનની યથાર્થ પદ્ધતિ શી રીતે મેળવત? તથા મોક્ષમાળાની આરાધનારૂપ રત્નત્રયીનુ સુગમ્તા પાલન શી રીતે શકય થાત?

તેથી આગમો એટલે કળિકાળમાં કલ્પતરૂ સમાન છે.



साधवः शास्त्रचक्षुषः

શાસ્ત્રચક્ષુથી સાધુઓ ત્રણે જગતને અવલોકે છે.

# 卐 તાત્વિક પ્રશ્નોત્તરો 卐

## ( ગુજરાતી રૂપાતર )

( પરમારાધ્ય બહુશ્રુતશિરોમણિ ધ્યાનસ્થ સ્વર્ગત પૂ૦ આગમોદ્ધારકશ્રી ભગવતે પોતાની પ્રૌઢ પ્રતિભા દ્વારા શાસ્ત્રસમુદ્રનુ મથન કરી અનેક તાત્વિક બાબતોના જે સવાદી ઉકેલો શોધી કાઢી આગમાનુસારી પુણ્યાત્માઓની આગમભક્તિ ખૂબ જ જાગૃત કરેલી, તેના ૧૪૪૬ સસ્કૃત પ્રશ્નોત્તરોના સગ્રહસ્વરૂપ "तात्त्विक प्रश्नोत्तराणि" નામે પ્રતાકારે ગ્રથ શ્રી આગમોદ્ધારક ગ્રથ સગ્રહ ૧૨ રૂપે સુરતથી પ્રકાશિત થયેલ છે

પૂ આગમતલસ્પર્શી, આગમસમ્રાટ, આચાર્યદેવ શ્રી આગમોદ્ધારક ભગવતની બહુમુખી પ્રતિભાના સુમધુર દર્શન સસ્કૃત ભાષાથી અપરિચિત તમામ ધર્મપ્રેમી જિજ્ઞાસુઓને થાય, તે શુભ આશયથી તાત્વિક પ્રશ્નોત્તરોનો અક્ષરશ ગુજરાતી ભાષાનુવાદ સાથે આપવાનો નમ્ર પ્રયાસ છે

૧ થી ૯ પ્રશ્નો વર્ષ ૧ પુ ૪ (પૃ ૨૮ થી ૩૪)મા આપેલ છે અને ૧૦ થી ૨૦ પ્રશ્નો વર્ષ ૨ પુ ૪ (પૃ ૩૫ થી ૪૦) આવેલ છે ત્યાર પછીના અહીં આપવામા આવે છે સ)

પ્ર ૨૧ બધી ભાષાઓ ચાર સમયમા લોકોને પૂરીને લોકના અતે જાય છે કે કેટલીક જ ભાષાઓ લોકના અતમા જાય છે?

ઉ૦ — જે તીવ્ર પ્રયત્નવાળો વક્તા છે તે ભાષાને છોડતી વખતે ભાષાના પુદ્ગલોને ભેદાયેલા છોડે છે તે અનતગુણવૃદ્ધિએ વધતા મોટા ઢેફાની માફક શીઘ્ર અને દૂર જવાવાળા હોય છે એથી તે ભાષાના પુદ્ગલો લોકના અતને પામે છે અને બીજા વક્તાના ભાષાદ્રવ્યો તો અસખ્યાત અવગાહના જઈને ભાષાના પરિણામને છોડી દે છે એથી તે ભાષા દ્રવ્યો લોકના અતને પામતા નથી

પ્ર. ૨૨ મતિજ્ઞાનના અર્થાન્તરો (એટલે એક અર્થવાળા પર્યાયો) મતિજ્ઞાનનું સ્વરૂપ નિરૂપણ કર્યા પછી કેમ જણાવ્યા ?

ઉ. — જૈન અને જૈનેતરના શાસ્ત્રોમાં તે (સ્મૃતિ, પ્રત્યભિજ્ઞા વગેરે પર્યાયો) જોઈને (તે અર્થાન્તરો) પાંચ જ્ઞાનથી જુદાં છે. એમ ન સમજે અને મતિજ્ઞાનના પર્યાયાન્તર છે એમ સમજે (એ માટે એ ક્રમ છે).

પ્ર. ૨૩ છદ્મસ્થપણું જ્યાં સુધી છે, ત્યાં સુધી તો અપાયસદ્દ્રવ્ય વાળાપણું કહેવાય છે. અને તે કારણથી સમ્યગદર્શન કહેવાય છે. મતિજ્ઞાનનું અપાયસદ્દ્રવ્યપણું અને તે પૂર્વક (શ્રુત-જ્ઞાન)નું પણ અપાયસદ્દ્રવ્યપણું સારી રીતે માની શકાય છે. પરંતુ અવધિ અને મનઃપર્યવજ્ઞાનનું પ્રત્યક્ષપણું હોવાથી તેમાં અપાયસદ્દ્રવ્યપણુ કેવી રીતે ઘટે ?

ઉ. — અવધિ અને મન·પર્યયથી તે તે પદાર્થનું પ્રત્યક્ષ જ્ઞાન થયે છતે પણ અવધિ અને મનઃપર્યયથી દેખેલા પદાર્થને ગ્રહણ કરવા, 'આ અમુક છે' એમ વિચારો લાવવા અને તે વિચારો બીજાને ગ્રહણ કરાવવા અર્થાત સમજાવવા તે કાર્ય તો મતિનું જ હોવાથી તે અપાયસદ્દ્રવ્યતારૂપ પદાર્થ છે. તે તો મતિસહિતપણે જ થાય છે. તેથી '**तत्रापि**' અવધિ અને મનઃ પર્યયમાં પણ અપાયસદ્દ્રવ્યપણું ઘટે છે.

પ્ર. ૨૪ બધા જીવો સંજ્ઞાવાળા હોય છે, અને સંજ્ઞા તે અભિ-લાષારૂપ છે; એથી તે સંજ્ઞા અક્ષરયુક્ત છે. આ જ કારણથી (જીવમાત્રને) અક્ષરનો અનંતમો ભાગ ઊઘાડપણે મનાય છે, પરંતુ અક્ષરના સંજ્ઞા, વ્યંજન અને લબ્ધિ એમ ત્રણ ભેદ હોવાથી તે અનંતમો ભાગ કયા અક્ષરના ભેદવાળો જાણવો ? જો લબ્ધિ–અક્ષરના સંભવવાળો કહો તો અપર્યાપ્ના જીવોને ઇંદ્રિયોનો અભાવ હોવાથી તે (લબ્ધિ–

અક્ષરનો અનતમો ભાગ ) કેમ ઘટે? અને દરેક જીવોને પણ તે કેમ ઘટે ?

ઉ — કોઈપણ જીવનુ ઇંદ્રિયના લબ્ધિપણાથી રહિતપણુ નથી જ, તેથી જરા એ વિરોધ નહિ આવે

પ્ર ૨૫ અવગ્રહ વગેરેનું શ્રુતનિશ્રિતપણુ છે એમ કહીને વ્યજનાક્ષર રૂપશ્રુતાનુસારિપણુ કહેવાય છે અને તે વ્યજનાક્ષર સજ્ઞીને જ હોય તો પછી અસજ્ઞીજીવોને અવગ્રહ વગેરે કેવી રીતે થશે ?

ઉ૦ — સજ્ઞી પચેન્દ્રિય વિશિષ્ટ એવા શિષ્ટોને આશ્રીને તે અવગ્રહ વગેરે શ્રુતાનુસારી જાણવા, કારણકે-તેઓ પદાર્થના જ્ઞાન આદિકમા અવશ્ય અક્ષરથી યુક્ત જ વિચાર કરે છે સશયમા અનેક પ્રકારે શ્રુતાનુસારીપણુ હોય છે, જે નહિ દીઠેલા નહિ સાભળેલા વગેરે પદાર્થમા શિષ્ટોએ પણ અવગ્રહાદિક અક્ષર-શ્રુતાનુસારી નથી

પ્ર ૨૬ લબ્ધિ-અક્ષર શ્રોત્રાદિના ભેદ છ પ્રકારે કહેવાય છે, અક્ષર એટલે શ્રુત અને શ્રુત તે મનનો વિષય છે, તો વિરોધ કેમ નહિ ?

ઉ૦ — દીઠેલા અને સાભળેલા જે પદાર્થો હોય તે પદાર્થો સબધી જ 'સજ્ઞાઅક્ષર' ને ઉત્પન્ન કરનારા લબ્ધિ-અક્ષર છે એમ જણાવવા માટે લબ્ધિ-અક્ષરનુ શ્રોત્રાદિ ઇન્દ્રિયોના ભેદે છ ભેદપણું કહ્યુ સાદશ્ય, વિપક્ષ અનુમાન અને આગમથી ઉત્પન્ન થવાવાળી પણ અક્ષરોપલબ્ધિ છે જ અને તે મનનો વિષય છે, એમ પોતાની મેળે વિચારવુ વાચ્યવાચકભાવ તો દરેક જ ઠેકાણે મનનો વિષય છે

પ્ર. ૨૭ સર્વ ગુરુમા 'મેરુ હિમવાન્ વગેરે મૂકીને' કોટિશિલાનું ઉદાહરણ કેમ આપવામા આવે છે ?

ઉ૦ — મેરુ વગેરે મનુષ્યોથી ઉપાડી શકાય તેમ નથી કોટિ-શિલા

વાસુદેવના પદનો નિશ્ચય કરવાવાળી હોવાથી તેમનાથી (વાસુદેવોથી) ઉપાડાય છે ( એ લોકવ્યવહારની અપેક્ષાએ જાણવું ) આ (લોકવ્યવહારની) અપેક્ષાએ જ રથરેણુ વગેરે અત્યંત લઘુ હોવા છતાં, સર્વ લઘુમાં તૂલનું ઉદાહરણ આપવામાં આવ્યું છે.

પ્ર. ૨૮ જેવી રીતે નિશ્ચયથી સર્વથા ગુરુ અને લઘુદ્રવ્યો હોતાં નથી તેમ નિશ્ચયથી ગુરુલઘુ પર્યાયો અને અગુરૂલઘુ પર્યાયો હોય છે કે નહિ ? જો છે તો કેટલા પરિમાણવાળા (સંખ્યાવાળા) છે ?

ઉ૦ — અમૂર્ત દ્રવ્યોમાં અને સૂક્ષ્મ પરિણામે પરિણમેલા મૂર્ત દ્રવ્યોમાં અગુરુલઘુ પર્યાયો નિશ્ચયથી અનંતા છે, અને મૂર્તદ્રવ્યોમાં નિશ્ચયથી સર્વ મૂર્ત દ્રવ્યોની સંખ્યાને અનંતથી ગુણીએ તેટલા અગુરુલઘું પર્યાયો છે. પરંતુ તે બધાઓ એક અમૂર્ત દ્રવ્યના પર્યાય તુલ્ય હોતા નથી, આથી તે અલ્પ જ છે.

પ્ર ૨૯ શાસ્ત્રકારો અક્ષરના અનતમા ભાગને જાતિ વિભાગથી નિર્દેશ કરતાં અનુત્તર વિમાનના દેવોથી લઈને છેવટે પૃથ્વીકાયનું ઉદાહરણ લે છે, અને બીજી જગોએ (આચારાંગાદિમાં) સર્વ જઘન્ય ઉપયોગ લબ્ધિ–અપયાંસા એવા સૂક્ષ્મ નિગોદના પહેલા ક્ષણે જ કહ્યો છે, તો તે કેવી રીતે સંગત કરવું ?

ઉ૦ — સર્વ જીવની અપેક્ષાએ લબ્ધિ–અપર્યાપ્ત સૂક્ષ્મ–નિગોદનો પહેલો ક્ષણ જ જઘન્ય ઉપયોગનું સ્થાન છે; પણ વ્યવહારરાશિની અપેક્ષાએ પૃથ્વી જ પહેલું સ્થાન છે. આ જ કારણથી યોનિસંગ્રહમાં (સાત લાખમાં) પૃથ્વી આદિ જ ક્રમ છે, અને જે કોઈ સ્થળે બાદર–નિગોદનો કહેવામાં આવે છે તે છેદન, ભેદક આદિક ક્રિયાના વ્યવહારરૂપ કારણને આશ્રીને છે; પણ બાદર નિગોદના અવ્યાવહારિકપણાના નિરાસનને માટે એ સમર્થ નથી.

પ્ર ૩૦ મતિ અને શ્રુત સર્વ જીવોને વ્યાપી છે; છતાં અક્ષરનો અનતમો ભાગ બધા જીવોને ઉઘાડો છે એમ કેમ કહેવાય છે ?

ઉ૦ — બધા જીવોને આહારાદિ સંજ્ઞાની વ્યાપ્તિથી જીવપણાનું અનુમાન થાય છે, અને તે સંના અક્ષરરૂપ અભિલાષને અનુસરવાવાળી છે એ હેતુથી તે આચાર્યનું તેવા પ્રકારનુ કથન અનુમાન કરાય છે જ્યા શ્રુત હોય ત્યા મતિનું વિદ્યમાનપણું અવશ્ય હોય છે, એથી બન્નેનું વ્યાપકપણુ સિદ્ધ થાય છે

પ્ર ૩૧ બધા જીવોના આઠ મધ્ય પ્રદેશો કર્મ વીંટાયા વિનાના છે એમ જો છે તો તેટલા અંશથી બધા જીવો કેવલજ્ઞાની કેમ નહિ?

ઉ૦ — બધાએ જીવો એક ઉપયોગ સ્વરૂપવાળા છે, અને જ્યા સુધી છદ્મસ્થપણું છે ત્યા સુધી જીવને અપાયસદ્દ્રવ્યથી ઉપયોગ હોય છે એ કારણથી મધ્યવર્તી આઠ નિર્મળ પ્રદેશોથી ઉપયોગ હોતો નથી આજ કારણથી જ્ઞાનનો ક્ષાયોપશમિક અને ક્ષાયિક ભાવ છે, પણ પારિણામિક ભાવ નથી

પ્ર-૩૨ દીર્ઘકાલિક, હેતુવાદિક અને દૃષ્ટિવાદોપદેશિક એમ સંજ્ઞીના ભેદથી ત્રણ પ્રકારે સંજ્ઞિ-શ્રુત કહેવાય છે, પરંતુ વિવરણમા તો ને અસંજ્ઞીઓને દીર્ઘકાલિકી સંજ્ઞા છોડીને હેતુવાદિકી સંજ્ઞા કહેવાય છે, અને તે (સંજ્ઞિ-શ્રુત) અસંજ્ઞિ-શ્રુતથી કેવી રીતે જુદુ ? અને વળી દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા સમ્યગ્દૃષ્ટિઓને કહેવાય છે, અને તેઓનું શ્રુત તો સમ્યક્શ્રુત તરીકે કહેવાય છે, તો સંજ્ઞિ-શ્રુતના જ ત્રણ પ્રકાર કેવી રીતે ઘટે?

ઉ૦ — અહીં સંજ્ઞી જીવોની અર્થોપલબ્ધિ (અર્થનું જ્ઞાન) જણાવાય છે એક અર્થોપલબ્ધિ દીર્ઘ વિચારથી થાય છે તે એક (૧) તાત્કાલિક અર્થની ઉપલબ્ધિ થાય છે તે બીજી (૨) અને ત્રણ કાળ સંબધી પૂર્વાપર વિચાર કરીને અર્થોપલબ્ધિ થાય તે ત્રીજી (૩) વળી અસંજ્ઞી જીવોને પણ અવ્યક્ત અર્થોપલબ્ધિ હોય છે પદાર્થમા, વિષયમા અને સામર્થ્યમા જે ઉપલબ્ધિ

થાય છે. તે અનુક્રમે દીર્ઘકાલિક આદિની અપેક્ષાએ અસંજ્ઞિ-શ્રુત, એ પ્રમાણે સમાધાનકારક વ્યાખ્યાના વિચારમાં શંકાને અવકાશ નથી, ક્ષાયિકનું પલટાવાપણું ન હોવાથી ક્ષાયિકવાળાને નિશ્ચયથી સંજ્ઞિ–શ્રુત છે અને નિત્ય નિગોદને તો તેનાથી જ બીજું અસંજ્ઞિ–શ્રુત છે. એ પરમાર્થ છે; અથવા સંજ્ઞીઓ અને અસંજ્ઞીઓને જે ત્રણ પ્રકારની અક્ષરના સંબંધવાળી વિષયની ઉપલબ્ધિ છે, તે તે તે (સંજ્ઞી અને અસંજ્ઞી) શ્રુતપણે છે; પરંતુ સમ્યક્શ્રુત તો તત્ત્વને અનુસરતું છે.

પ્ર. ૩૩ મિથ્યાદૃષ્ટિએ ગ્રહણ કરેલું દ્વાદશાંગ ગણિપિટક પણ મિથ્યાશ્રુતપણે કહો છો તો તે કેવી રીતે?

ઉ૦ — સંભાવનાની (અસત્ કલ્પનાની) અપેક્ષાએ સર્વ દ્વાદશાંગ અને સભવની (બનાવની) અપેક્ષાએ કંઈક ન્યૂન દશપૂર્વ સુધીનું શ્રુત (મિથ્યાદૃષ્ટિએ ગ્રહણ કરેલું) મિથ્યાશ્રુત કહેવાય છે. એથી આગળ જતાં સંપૂર્ણ દશ પૂર્વ વિગેરે નિયમથી સમ્યક્શ્રુત જ છે. કંઈક ન્યૂન દશ પૂર્વનું પણ બારમું અંગપણું હોવાથી તે સામાન્ય વચન લેવામાં વિરોધ નથી.

પ્ર. ૩૪ શ્રી ભગવતીસૂત્રમાં જ્ઞાન ઉભયભવિક છે એમ કહ્યુ છે. અને આવશ્યક સૂત્રમા એક પુરુષને આશ્રીને શ્રુત ભણીને એ જ ભવમાં ભણેલ શ્રુતનું અવસાન જણાવ્યુ છે (ચાલ્યુ જાય છે) એમ કહ્યું છે તે કેમ?

ઉ૦ — સંપૂર્ણ દશ પૂર્વ આદિ શ્રુત જે છે તે શ્રુત ઇહભવિક જ છે. કારણ કે દેવપણામાં સંપૂર્ણથી તેનું સ્મરણ હોતું નથી.

પ્ર ૩૫ મતિજ્ઞાન ઇન્દ્રિય અને મનના નિમિત્તથાં થાય છે. અને ચક્ષુદર્શન વગેરે દર્શનો પણ ઇન્દ્રિયોના નિમિત્તવાળાં છે, તો મતિજ્ઞાનની પશ્યત્તા કેમ સ્વીકારાતી નથી? અને શ્રુતજ્ઞાન તો અતીન્દ્રિય પદાર્થને કહેનાર એવા જિનેશ્વરના

વચનાર્થ વિષય હોઇને અનિન્દ્રિયાર્થ વિષય છે છતા તેમા પશ્યત્તા સ્વીકારાય છે, તે કેમ ?

ઉ૦ — દર્શનના ઉપયોગથી ખસ્યા પછી જ મતિજ્ઞાનનો ઉપયોગ હોય છે, તે માટે મતિજ્ઞાનની પશ્યત્તા નથી અને શ્રુતજ્ઞાન વિષયવાળા પદાર્થોનુ તો આકાર, સસ્થાન આદિ વિશિષ્ટપણે જ્ઞાન થતું હોવાથી મનથી થતા જ્ઞાનથી જ તે તે આકારના ઉલ્લેખનુ કરવું વગેરે બનતું હોવાથી શ્રુતજ્ઞાનની પશ્યત્તા સ્પષ્ટ છે આવશ્યકમા પાઠ પણ આ બેનો (ચક્ષુદર્શન અને શ્રુતજ્ઞાનનો) આ જ પ્રમાણે છે અને મન પર્યવજ્ઞાન દર્શન રહિત છતા આકાર વિશિષ્ટ પ્રકૃષ્ટ જોવારૂપ હોવાથી મન પર્યવમા પશ્યત્તા હોય છે એ નિર્દોષ છે



### મનનો સદુપયોગ

"* * * જ્ઞાનીઓએ બતાવેલ આરાધનાના પાજરામા મનને પૂરી દઇએ તો કેળવાયેલો વાદરો મનુષ્ય કરતા વધુ આશ્ચર્યકારક કામ કરી બતાવે, આ રીતે મનની શક્તિઓનો સદુપયોગ થઈ શકે * * *"

–પર્વવ્યાખ્યાન સગ્રહ પૃ૦ ૧૭૨




(ધ્યાનસ્થ સ્વ. આગમસમ્રાટ્ પૂ૦ આગમોદ્ધારકશ્રીના તત્ત્વાનુસારી અદમ્પર્યસ્પર્શી આગમિક ચિંતન-મનનનો લાભ જિજ્ઞાસાબુદ્ધિથી તે તે અવસરે પૃચ્છા-પરિપૃચ્છા દ્વારા ભાવુક-મુમુક્ષુ આત્માઓએ લીધેલો અને તે તે પુણ્યશાલી વ્યક્તિઓએ નોંધી લીધેલ....તેવા સુસ્પષ્ટ પ્રશ્નોત્તરોનો સંગ્રહ આ વિભાગમાં આપવાનો વિચાર છે ..

ધ્યાનસ્થ સ્વર્ગત આગમ વાચનાદાતા પૂ૦ **આગમોદ્ધારકશ્રીના** શિષ્યરત્ન શાસનદીપક શ્રી સિદ્ધચક્રારાધનતીર્થ (ઉજજૈન)ના ઉદ્ધારક સ્વ૦ પૂ૦ આ૦ **શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી**ના વિશાલ શાસ્ત્ર સંગ્રહને જ્યાં સુરક્ષિત રાખવામાં આવેલ છે. તે શ્રી ચંદ્રસાગરસૂરીશ્વર જૈન જ્ઞાનમંદિર ઉજજૈનના પ્રધાન કાર્યવાહક ધર્મપ્રેમી **શ્રી કુંદનમલજીએ** શ્રુતભક્તિથી **"આગમજ્યોત"** પ્રતિ મમતા દાખવી પ્રકાશનાર્થે મોકલી આપેલ અપ્રકાશિત વ્યાખ્યાનોના છ બંડલોમાંથી પેન્સીલથી લખેલ છૂટક પ્રશ્નોત્તરોના પાનાં અસ્તવ્યસ્તરૂપે મળી આવ્યા, મહા પ્રયત્ને સંબંધ મેળવી બધા પાનાં ભેગા કરતાં પંચાશક ગ્રંથના ચોથા-પાંચમા પંચા૦ની નવાંગી વૃત્તિકાર પૂ૦ આ૦ **અભયદેવસૂરીશ્વરજી** મ૦ની ટીકાનુસારે કેટલાક પ્રશ્નોત્તરો મળ્યા.

આ પ્રશ્નોત્તરોના આરંભે આવરણ પૃષ્ઠ તરીકે રખાયેલ કોરો કાગળ પણ મળી આવ્યો, જેના ઉપર **"શ્રી પંચાશકના પ્રશ્નોત્તર ઉપા૦ દેવેન્દ્રસા૦ લે-દૌલત"** આવું લખાયેલ છે.

તે ઉપરથી આ પ્રશ્નોત્તરોનું સંકલન પૂ૦ ગણીવર્ય **શ્રી દૌલતસાગરજી** મ૦ કર્યું હોય એમ લાગે છે

ચોથા પચાશક સબધી એકથી પાચ પ્રશ્નોત્તરો પ્રથમ વર્ષના ચોથા પુસ્તક (પૃ૦ ૨૫થી ૨૭)મા તથા છથી ચૌદ પ્રશ્નોત્તરો દ્વિતીય વર્ષના ચોથા પુસ્તક (પૃ૦ ૨૯ થી ૩૪)મા અપાયા છે તે પછીના અહીં અપાય છે સં )

પ્ર. ૧૫ છ કાયના વધરૂપ અનુચિત હિંસા દ્વારા કરાએલી પૂજા, તો શુદ્ધ ગણાય જો તેનાથી તીર્થંકરોને કઇ ઉપકાર થતો હોય, પણ પૂજા તીર્થંકરોને ઉપકારક બનતી નથી

કારણ કે તીર્થંકરો વીતરાગ છે, તેથી તે પૂજા તેમને આનદ ઉપજાવવાવાલી થતી નથી છતા દેખીતા દોષવાળી પૂજા, શુદ્ધ છે, એમ કેમ કહો છો ?

ઉ૦ — તીર્થંકરો વીતરાગ અને કૃતકૃત્ય છે, તેથી તેમને કરાતી પૂજાથી તે પૂજ્યોને આનદ ઉપજાવવા સ્વરૂપ ઉપકારનો અસભવ હોવા છતા પૂજા કરનાર પૂજકને તો પુણ્યાનુબધી પુણ્ય અને નિર્જરા લક્ષણ ઉપકારનો અવશ્ય સભવ છે

જેમ મત્ર-વિદ્યાના અધિષ્ઠાતા એવા સેવ્યને મત્રનુ આરાધન અનુપકારી હોવા છતા સેવકને જેમ ઉપકારી છે તેમ અહિં પણ સમજવુ

વળી જિનેશ્વરની પૂજામા ષડ્ જીવનિકાયની સ્વરૂપ હિંસા છે, તો પણ યતના વિશેષથી પ્રવતમાન મલિનારભી ગૃહસ્થને સર્વથા હિંસા લાગતી નથી એટલે પૂજા શુદ્ધ છે

કૂપખનનના દૃષ્ટાતમા જેમ થાક, તૃષાનુ વધવુ ને કાદવ લાગવા રૂપ મલિનતા વિગેરે દોષો હોવા છતા જલની પ્રાપ્તિમા તે દોષો દૂર થવા પૂર્વક સ્વ પર ઉપકાર થાય છે, તેવી રીતે અજયણાથી પ્રભુપૂજામા કાયવધ થાય તો પણ શુભ અધ્યવસાય રૂપ જલદ્વારા એ વિશિષ્ટ કર્મના નાશ સાથે પુણ્યાનુબધી પુણ્યરૂપ ગુણ સપાદન છે

એટલું જ નહિ પણ પ્રભુપૂજા અસદ્ આરંભવાલા ગૃહસ્થોને ઘર, શરીર ને ખેતી વિગેરેમાં થતી જીવ હિંસા રૂપ અશુભ આરંભની નિવૃત્તિ કરાવે છે અને જિનપૂજાથી ઉત્પન્ન થયેલી ભાવની વિશુદ્ધિથી ચારિત્ર–મોહનીય કર્મનો ક્ષયોપશમ કરાવે છે.

આ રીતે જિનપૂજા અસદ્ આરંભનો ત્યાગ ને શુભભાવ સંપાદક હોવાથી નિવૃત્તિના ફલ વાળી હોઇ પૂજા શુદ્ધ છે એમ સમજવું.

આ પ્રશ્નોત્તર ચોથા પંચાશકની ૪૧ થી ૪૪ મી ગાથાની નવાંગી વૃત્તિકાર પૂ૦ આ૦ શ્રી અભયદેવસૂરીશ્વર રચિત ટીકાના આધારે છે.

પ્ર. ૧૬ જ્યારે પૂજા હિંસા રૂપ દોષવાલી છે, તો શા માટે તે પૂજા કરવી ?

ઉ૦ — તે પૂજાથી મહાફલની પ્રાપ્તિ થાય છે. જેમ પાણીનું એક બિંદુ સ્વયંભૂરમણ સમુદ્ર જેવા મહાસમુદ્રમાં પડે અને અક્ષયભાવને પામે છે, કારણ કે પ્રમાણાતીત પાણી હોવાથી શોષણ થવાનો સંભવ જ નથી. એવી રીતે જિનેશ્વરદેવના અનંતગુણરૂપ સમુદ્રને વિષે ફૂલની અપેક્ષાએ પ્રભુ પૂજા પણ અક્ષયભાવને પામે છે.

તેમ જ પૂજા કરવાથી પૂજકને જિનેશ્વર ભગવંતોમાં રહેલા વીતરાગત્વાદિ જે ગુણો, તે ગુણોનું બહુમાન થાય છે અને પરિણામે તીર્થંકર ગણધર ઇંદ્ર ને ચક્રવર્તી આદિ પદવીઓ સહેલાઇથી મળે છે કારણ કે પૂજકને પૂજા કાલે પ્રકૃષ્ટપુણ્ય કર્મનો બંધ અને અશુભ કર્મનો ક્ષય થાય છે.

તથા પૂજાથી કાલાંતરે યથાખ્યાત ચારિત્રરૂપ ઉત્તમ ધર્મની પ્રાપ્તિ થવા ઉપરાંત પ્રધાન એવી જિનશાસનની પ્રભાવના થાય છે.

વળી કહ્યુ છે કે "પૂજા મહા ફળ વાલી છે, એટલુ જ નહિ પણ પૂજા કરવાની પ્રકૃષ્ટ ઇચ્છા પણ મહા ફળ વાલી છે"

જિનશાસનમા સાંભળીએ છીએ કે

"દરિદ્રતાથી પરાભવ પામેલી એક વૃદ્ધ ડોશી પાણી અને લાકડા વિગેરે માટે નગરની બહાર નીકળેલી, ત્યા ઘણો જનસમુદાય એક દિશામા જતો જોઇને કોઇને પૂછ્યુ કે આ બધા ક્યા જાય છે?

તેણે કહ્યું કે જગદ્બાંધવ જીવોના જન્મ-જરા-મરણ-રોગ શોક ફેડનાર **પ્રભુ શ્રી મહાવીરને** વદન પૂજા કરવા જાય છે

આ સાભળતા જ પ્રભુપૂજામા યત્ન કરૂ, પણ હું પુણ્ય રહિત છું કે, અને પ્રભુપૂજાના સાધનો મલ્યા નથી, છતા જગલમા ફોગટ મલતા સિંદુવાર પુષ્પો માગી મેલે ગ્રહણ કરીને પ્રભુ પૂજા કરૂ એવા પરિણામવાલી આદરથી પુષ્પ લઈને હર્ષાયમાન થયેલી કે મને પ્રભુપૂજાનુ સાધન મળ્યુ, મારૂ જીવિત સફળ છે આવા પ્રમોદભાવથી ભગવત પ્રત્યે ચાલીને વચમા જ આયુષ્ય અલ્પ હોવાથી જિનપૂજાના ધ્યાનમા જ મરણ પામી તો પણ પૂજાના પ્રણિધાન માત્રથી દેવલોકની પ્રાપ્તિ કરી

જ્યારે લોકોએ પ્રભુને પૂછ્યુ ત્યારે પ્રભુએ કહ્યુ કે થોડો પણ શુભ અધ્યવસાય વિશિષ્ટ ગુણ વિષયક મહાફલવાલો થાય છે તે જીવ પરપરાએ કેવલજ્ઞાન પામી મોક્ષે જશે."

આ ઉપરથી સમજવાનુ કે પૂજાનુ પ્રણિધાન માત્ર મહા ફલ વાળુ છે, તો પછી પૂજા મહા ફલ વાલી હોય તેમા તો કહેવું જ શું?

આ પ્રશ્નોત્તર ચોથા પચાશકની ૪૫ થી ૪૯ની ગાથાની નવાગીટીકાકાર પૂ૦ આ૦ **શ્રી અભયદેવસૂરીશ્વર ભગવતની** ટીકાના આધારે છે

# પાંચમા પ્રત્યાખ્યાન પંચાશક સંબંધી ઉપયોગી પ્રશ્નોત્તરો

પ્ર. ૧ નવકારશી આદિ બધા પચ્ચ૦ ને અદ્ધ પચ્ચ૦ કેમ કહ્યા? કેમકે તેમાં એકાસણા વગેરે તો પરિમાણ કૃત પચ્ચ૦ છે.

કહ્યું છે કે—

"દત્તી, કોળીયા, ઘર, ભિક્ષા અગર દ્રવ્યની સંખ્યાના પ્રમાણ પૂર્વક જે પચ્ચ૦ કરાય તે પરિમાણકૃત કહેવાય" તો અહીં નવકારશી વગેરે બધાને અદ્ધાપચ્ચ૦ કેમ કહ્યા?

ઉ૦ — એકાસણા વિગેરે બધા પચ્ચ૦ પ્રાયઃ અદ્ધા પચ્ચખ્ખાણ પૂર્વક જ કરવા જોઈએ, નમુક્કારશી વિગેરે દશ પચ્ચખ્ખાણો તે પણ અહિ અદ્ધા પચ્ચખ્ખાણ તરીકે ગણ્યા છે તેમાં દોષ નથી.

નવકારશી પચ્ચ૦ પ્રતિદિન ઉપયોગી ને બે ઘડીના પ્રમાણવાળું તો છે જ એટલે પરિમાણકૃત શબ્દને વિશેષણ બનાવી અદ્ધા પચ્ચખ્ખાણ કહ્યું છે તે વ્યાજબી જ છે. આ પ્રશ્નોત્તર ત્રીજી ગાથાની ટીકાના આધારે છે.

પ્ર. ૨ નમુક્કારશીમાં મુહુર્તની મર્યાદા શાથી માનવી?

ઉ૦ — નમુક્કારશી અદ્ધા પચ્ચખ્ખાણ હોવાથી મુહૂર્તની મર્યાદા માનવી,

કદાચ કોઇ કહે કે નમુક્કારશીનું અદ્ધા પચ્ચખ્ખાણ પણું શાથી કહો છો? તો સમજવું કે उग्गए सूरे એ પાઠ પરથી પોરસી પચ્ચખ્ખાણની માફક સૂર્ય ઉગ્યેથી એ વિશેષણ હોવાથી અદ્ધાપચ્ચખાણ કહેવાય છે. નહિતર ગંઠશી મુઠશીની માફક

વિશેષણ નહિ, અને અદ્ધાપચ્ચખાણ હોવાથી ઓછામા ઓછી મુહૂર્તની મર્યાદા ગીતાર્થોએ નક્કી કરી છે

આ પ્રશ્નોત્તર આઠમી ગાથાની ટીકાના આધારે છે

પ્ર ૩ ચાલુ નમુકકારશી વિગેરેમા 'ઉગ્ગએ સૂરે' અને પુરિમડ્ઢ વિગેરેમા સૂરે उग्गए બોલાય છે તો એ બેમા શો ફરક છે ?

ઉ૦ — જો કે 'ઉગ્ગએ સૂરે' અને 'સૂરે ઉગ્ગએ' એમા ટીકાકાર ભગવતોએ કઈ સ્પષ્ટ ખુલાસો કર્યો નથી પરતુ નમુકકારશીમા 'ઉગ્ગએ સૂરે' ને પુરિમડ્ઢ વિગેરેમા 'સૂરે ઉગ્ગએ' નો જે પાઠ શાસ્રકારોએ જણાવ્યો છે તે ઉપરથી તે બને શબ્દોમા રૂઢ અને યૌગિક અર્થ લઈએ તો બરાબર સગતિ થઈ શકે છે,

એટલે 'उग्गए सूरे'મા રૂઢ અર્થથી સૂર્ય ઉદયમા આવે છે તે, જ્યારે 'सूरे उग्गए મા યૌગિક અર્થ લઈએ તો સૂર્ય ઉચો આવે છતે એટલે જેનો અર્થ મધ્યાન્હ થાય,

આ પ્રમાણે અર્થ કરવાથી મહાપુરૂષોનો આશય સચવાઇ જશે

આ પ્રશ્નોત્તર આઠમી ગાથાને લગતો છે

પ્ર ૩ એકાસણાનું પચ્ચખ્ખાણ કરવાથી દિવસ ચરિમ પચ્ચખ્ખાણ (દિવસી ચૌવિહાર) આવી જાય છે તો પછી દિવસ-ચરિમ પચ્ચખ્ખાણ રાખવાની શી જરૂર ?

ઉ૦ — એકાસણામા આઠ આગાર છે, જ્યારે દિવસ ચરિમમા ચાર આગાર છે, એટલે આગારોનું સક્ષેપ કરણ દિવસ ચરિમમા હોવાથી સાર્થક છે,

વલી એકાસણાનુ પચ્ચખ્ખાણ દિવસ સબધનું છે, જ્યારે યાવજ્જીવને માટે સર્વથા રાત્રિ ભોજનના ત્યાગીને આ પચ્ચખ્ખાણ ઉપયોગી છે

તીર્થંકર ભગવંતોએ જણાવેલ છે કે સાધુઓને ક્ષુધા વેદના શાંત કરવા વૈયાવચ્ચાદિ કારણે તથા રોગ–ઉપસર્ગાદિ કારણે શાસ્ત્રમાં કહેલા કથન મુજબ આહારાદિની પ્રવૃત્તિ–નિવૃત્તિ કરવી.

તેથી સમભાવરૂપ સામાયિક ાતવિહાર પચ્ચ૦ થી બાધા પામતું નથી.

આ પ્રશ્નોત્તર પંદરમી ગાથાની ટીકાના આધારે છે.

પ્ર. ૭ આહાર પચ્ચખ્ખાણમાં જેવી રીતે આગારો કહ્યા છે, તેવી રીતે સામાયિકના પચ્ચખાણમાં આગારો કેમ નથી ? કારણ કે આહારાદિક પચ્ચખાણની અપેક્ષાએ સર્વ વિરતિરૂપ પચ્ચખ્ખાણ મોટું છે અને તેનું પાલન યાવત્ જીવને ત્રિવિધ–ત્રિવિધ પચ્ચખ્ખાણ અંગીકરાય છે, તો પછી તેમાં આગાર નહિ ને નવકારશી જેવા તુચ્છ પચ્ચખ્ખાણમાં આગાર કેમ રાખ્યા ?

ઉ૦ — સામાયકવાલા આત્માઓને શત્રુ–મિત્રમાં જેમ સમભાવ હોય છે, તેવી રીતે જગતના તમામ સારા–ખોટા પદાર્થોમાં સમભાવ યાવત્ જીવ માટે હોય છે, તેથી તેમાં આગારની પ્રરૂપણા એ વસ્તુની તુચ્છતા જણાવે છે. એટલું જ નહિ પરંતુ ગ્લાનાદિ અવસ્થામાં કોઈ શુભ આલંબનથી કોઈક દૂષણ સેવે તો પણ સમભાવમાં રહેલો હોવાથી તેનું સામાયિક અખંડ રહે છે તો પછી આગારોની જરૂર શી ? પરંતુ જો સામાયિક અંગીકાર કરતી વખતે એવી રીતનું પચ્ચખ્ખાણ કરે કે વૈરીના પ્રતિકાર સિવાયનું આ મારું પચ્ચખ્ખાણ છે અથવા છ મહિનાનું પચ્ચક્ખાણ છે. ત્યાર પછી નહિં આવુ આગારવાળુ સામાયિકનું પચ્ચખ્ખાણ કરે તો શુભમાં છ માસ પછી સમભાવનો અભાવ છે, એટલે સામાયિક નથી. એટલે આગારો કરવા નિરર્થક થઇ જાય જેથી સામાયિકમાં આગારોની જરૂર નથી.

આ પ્રશ્નોત્તરો ૧૬–૧૭ ગાથાની ટીકાના આધારે છે.

પ્ર ૮ સામાયિક વાળો સમભાવ સ્થિત છે એ વાત ખરી, પણ રાગરહિતપણું કેમ કહો છો? કારણ કે યાવજ્જીવના પચ્ચક્ખાણ વાળાને ત્યાર પછી તો રાગનો સભવ છે

ઉ૦ — સામાયિકની લીધેલી પ્રતિજ્ઞાનામા પ્રતિજ્ઞાભ્રષ્ટ ન થવાય માટે યાવત્ જીવની મર્યાદા બાધી છે, પણ પ્રતિજ્ઞામા એ છૂટ નથી કે મર્યાદા પછી સાવદ્ય કરીશ એટલે રાગરહિતપણું સામાયિકમા અગત છે

આ વાત દષ્ટાંતથી સમજાવે છે કે રણસગ્રામમા ઉતરેલો સુભટ શત્રુને જીતવાનો અથવા મરણ આ બેમાથી એકના નિશ્ચયવાળો હોય છે, તેવી રીતે સામાયિકવાલો પણ રાગાદિ શત્રુના સમુદાયથી ત્રાસિત અત કરણવાળો તેમજ પરોપકાર પરાયણ હોવાથી "देहं पातयामि कार्य साधयामि" એ પ્રમાણે એકના નિશ્ચયવાળો હોય છે

જો કે ઉપરનુ દષ્ટાત તુચ્છ છે, તે એક ભવના વિષયવાળુ છે, પરિણામ માત્રની સમાનતા માટે જણાવ્યુ છે

જ્યારે તેવા વિષયમા આગારો નથી, તો પછી અનત જન્મ જરા મરણ ફેડનાર સામાયિકમા તો આગારો હોય જ શાના? અને તેથી જ સામાયિક સમભાવ સ્થિતિવાળુ છે, પણ રાગવાળુ નથી

આ પ્રશ્નોત્તર ૧૮-૧૯મી ગાથાની ટીકાના આધારે છે

પ્ર ૯ જો સામાયિક સુભટ તુલ્ય છે તેજ કારણથી ક્ષુદ્રસત્વવાળા એવા અયોગ્યને તે સામાયિકના દાનનો અત્યન્ત નિષેધ શાસ્ત્રોમા કરાયો છે, એમ જો તમો કહેતા હો તો પછી **ભગવાન શ્રી મહાવીર દેવે** પોતાના પાછલા વાસુદેવના ભવમા ચીરી નખાયેલા સિંહના જીવ હાલિકને ચારિત્રથી

તેવી રીતે આગારવાલા નમુક્કારશી આદિ પચ્ચક્ખાણ વગરનું સામાયિક માનનાર પણ મૂઢતાવાલો જ ગણાય છે.

આ પ્રશ્નોત્તર ૨૧-૨૩ મી ગાથાની ટીકાના આધારે છે.

પ્ર. ૧૧ જો કે સામાયિક સુભટ અધ્યવસાય તુલ્ય હોવાથી કાર્યસિદ્ધિ ને કરવાવાલું છે, છતાં કો'ક પ્રાણીને કાલાંતરે સામાયિકથી પડવાનુ સંભવે છે, માટે અપવાદ આગારવાળું સામાયિક કરવું તેજ વ્યાજબી છે.

ઉ૦ — સામાયિકના ઉચ્ચારની સાથે મરણ થવાનો કે અનશન કરવાનો નિશ્ચય નથી તેમજ સામાયિકની ધારણા અને ભવાંતરની થવાવાલી અવિરતિથી બચવા માટે જ્ઞાનાદિ પોષણના મુદ્દાથી દેહ ધારણાની જરૂર છે અને પોષણના સાધન વગર દેહ ટકવો મુશ્કેલ છે, છતાં નિરંકુશ પણ અત્યંત રાગદ્વેષ પૂર્વક થતા વર્તનના ત્યાગ માટે આહાર સંબધી પ્રત્યાખ્યાનોની જરૂરીઆત બાહ્ય વસ્તુના સંયોગ માત્ર ને અંગે થતા રાગદ્વેષ ને રોકવા માટે છે તેથી જ તે પચ્ચક્ખાણની અને તેના આગારોની બુદ્ધિ સાલીઓ જરૂરીઆત સ્વીકારે જ છે

સર્વ અશનાદિક વસ્તુમાં સમભાવ પૂર્વક પ્રવૃત્તિ હોવાથી અશનાદિક ભેદે લેવામાં આવતું પચ્ચક્ખાણ પણ સામાયિક બાધા કરનાર નથી, એટલે કાયોત્સર્ગ અને ઇરિયાસમિતિમાં માર્ગ-આલંબન વિગેરે કારણો છે જ. સુભટને મરણ અને જય એ બંને કોઈ કારણથી કોઈક વખત અભાવ થાય તો પણ ભવિષ્યમાં તેવા પ્રસંગે ક્ષયોપશમની વિચિત્રતા હોવાથી તેવો જ મરણ કે જય સંબધી ભાવ થાય છે.

તેવી રીતે ભવાંતરના ગમનથી સામાયિક અને પચ્ચક્ખાણ બનેનો થોડા કાલ માટે અભાવ થયા છતાં પણ ભવાંતરમાં તેવો ક્ષયોપશમ થાય છે, જેથી સામાયિક અને પચ્ચક્ખાણનો સંપૂર્ણ પણે લાભ થાય છે.

આ રીતે વિચારતા નવકારશી આદિ પચ્ચક્ખાણો ભલે આગારવાલા હોય, પરંતુ સામાયિકમા અપવાદરૂપ આગારોની જરૂર નથી

આ પ્રશ્નોત્તરો ચોવીશમી ગાથાની ટીકાના આધારે છે

પ્ર. ૧૨ દિગબરો કહે છે કે શ્વેતાબર મુનિઓ જે પાણી સિવાય ત્રિવિધ આહારનુ પચ્ચખ્ખાણ કરે છે તે યુક્ત નથી, કેમ કે મુનિઓ સર્વ વિરતિના પચ્ચખ્ખાણવાલા હોવાથી સમસ્ત પાપથી વિરમણ ભાવવાલા છે, તો પછી ત્રિવિધ આહારનુ પચ્ચખ્ખાણ કર્યા છતા સર્વ આહારનુ પચ્ચખ્ખાણ નહિ કરવાથી સર્વ વિરતિપણુ શી રીતે ઘટે ?

ઉ૦ — સર્વ વિરતિવાલાને ત્રિવિધ આહારનુ પચ્ચખ્ખાણ પણ અપ્રમાદની વૃદ્ધિમા કારણભૂત છે, તેથી સર્વસાવદ્યયોગની વિરતિનો અભાવ નથી પણ પુષ્ટિ છે

કદાચ કોઈ એમ કહે તે તેવી રીતે ત્રિવિધ આહારનું પચ્ચક્ખાણ કરો છો, તેવી રીતે દુવિધ આહારનુ પચ્ચક્ખાણ કરીએ તો સર્વવિરતિમા વાધો નહિ આવે ને ? તેનો જવાબ આપતા જણાવે છે કે મુખ્ય વૃત્તિએ સાધુ ભગવતોને વિશિષ્ટ ગ્લાનાદિક અવસ્થા છોડીને અશન-પાનકની અપેક્ષાએ ખાદિમ સ્વાદિમનો પરિહાર, એટલે વેદનાદિ છ કારણે જ આહાર કરવાનો હોય છે એટલે ખાદિમ સ્વાદિમનુ અત્યત અનુપયોગી પણ છે, પણ શ્રાવકને તો દુવિહારનુ પણ પચ્ચક્ખાણ શાસ્ત્રકારોએ સ્વીકારેલુ છે

આ પ્રશ્નોત્તરો ૩૩-૩૫મી ગાથાની ટીકાના આધારે છે

પ્ર ૧૩ કેટલાકોનુ કહેવુ એવુ છે કે જે વસ્તુ પાસે ન હોય તેના પચ્ચખ્ખાણ હોઈ શકે નહિ, પરતુ જે વસ્તુ પાસે હોય તેના જ પચ્ચખ્ખાણ થઈ શકે, કે જેથી નિવૃત્તિ કરી કહેવાય ?

રાજ્યની ઉત્પત્તિને આશ્રયીને જે રહ્યા તે બધા ક્ષત્રિયો કહેવાયા. બાકી શોક કરવાવાળા–રૂદન કરવાવાળા ક્ષુદ્રો કહેવાયા. એટલે બે જાતિ ઉત્પન્ન થઇ. (રાજ્યની મર્યાદા ન માનનારને શોક–રૂદન હોય તે સ્વાભાવિક છે.)

હવે જ્યારે અગ્નિની ઉત્પત્તિ થઇ, ત્યારે લુહાર-કુંભાર આદિ શિલ્પીઓ થયા. અને વાણિજ્ય (વેપાર) વૃત્તિ જન્મી એટલે વૈશ્ય કહેવાયા. જેથી ત્રણ જાતિ થઇ.

ત્યાર બાદ જ્યારે ઋષભદેવજી ભગવાને સંસાર છોડી ત્યાગ સ્વીકાર્યો. અને કેવળજ્ઞાન મેળવ્યુ.

ત્યારે ભરત ચક્રવર્તી પ્રસંગને પામીને સાધર્મિક ભક્તિનું માહાત્મ્ય સમજી પોતાના રસોડે જમવા માટે આમંત્રેલા શ્રાવકોને કાકિણી રત્નથી ચિહ્નિત કર્યા. ( દર્શન–જ્ઞાન–ચારિત્રધારક બનાવ્યા ) અને રત્નોની જનોઇ આપી ત્યારથી તે માહણો કહેવાયા તે જ માહણો (શ્રાવકો) અપભ્રંશ ભાષાથી બ્રાહ્મણ થયા.

આ બધી વાતનો પુરાવો **શ્રી આવશ્યક** આદિ ગ્રંથોથી પણ મળી શકે છે.

આ પ્રમાણે મૂળ ચાર જાતિઓ છે. અને શ્લોક ૨૧ મામાં **"पगई चउक्क माणंतरे य"** એ પદથી નિશ્ચિત થાય છે. બાકી આ કથન પ્રસંગે સાત વર્ણ અને નવ વર્ણાંતરની ઉત્પત્તિ વગેરે જોવું હોય તો શ્લોક ૨૦ થી ૨૫ સુધી જોઇ લેવું. ( તેને વ્યવહારમાં સાત નારૂ ને નવ કારૂ કહે છે ) તેમાં નિષાદ, ચંડાળ, શ્વપાક વગેરે શબ્દો હરિજન શબ્દને સાર્થક કરનારા છે.

**પ્રશ્ન ૨**–હરિજનો પ્રભુ મંદિરમા કે તીર્થોમા દર્શન કરવા ગયા છે કે નથી ગયા ? એવો કોઇ શાસ્ત્રીય ઉલ્લેખ છે ખરો ?

**ઉત્તર**–હા. ઉપદેશ તરંગિણી ગ્રંથ (પાના ૨૦૨)માં (માતંગ એટલે ચંડાલોનાં) હરિજનોનો ભેગો થએલો સમુદાય સંઘ બની શ્રીસિદ્ધાચલજીની યાત્રા માટે આવ્યો. પણ તે વખતના આચાર્યોના સમજાવવાથી આ તીર્થને સ્પર્શ કરવો કે તીર્થ–ભક્તાની લાગણી

દુભાવવી તે ઉચિત નથી એમ ધારી તલાટીથી જ વદના-પ્રદક્ષિણા કરીને પાછો ચાલ્યો ગયો

એટલે માનવધર્મને સમજવાવાળો બીજા ધર્મ આત્માની લાગણી દુખાવે નહિ એ સ્વાભાવિક છે જ્યારે જૈનધર્મને સમજવાવાળા પૂર્વકાળના હરિજનો તીર્થ અને તીર્થ-ભક્તોની લાગણીને દુભાવવી નહિ, એમા માનવતા સમજતા, ત્યારે આજકાલના હરિજનો કે જેઓ જૈનધર્મના દેવ-ગુરૂને માનતા નથી તેઓને સરકારી અધિકારીઓ બળાત્કારે જૈન મદિરમા ઘુસાડવાને પ્રયત્ન કરે, તેમા કયા પ્રકારની માનવતા સમજાય છે ? તે સરકારી અધિકારીઓની પણ ધ્યાન બહાર નથી પણ પોતાનો એકપક્ષીય માનેલો આગ્રહ જ તેમા કારણ છે અને એવા એકપક્ષીય આગ્રહને જૈન કુળમા જન્મેલો બચ્ચો ટેકો આપે, તે પણ આ પચમ કાળની બલિહારી જ છે

પ્રશ્ન ૩-જૈન ધર્મમા શું જાતિભેદ છે ? અને જો જાતિભેદ નહિ હોવા છતા સ્પૃશ્યાસ્પશ્યમા બાધ છે, એવો કોઈ શાસ્ત્રીય ઉલ્લેખ છે ?

ઉત્તર-શ્રી જૈન શાસનમા કોઇ જાતિ ભેદ નથી આ વાત અમુક અપેક્ષાએ બરાબર છે કારણ કે જિનેશ્વર ભગવતના ધર્મને પાળે તે જૈન કહેવાય પછી ભલે છે ગમે તે જાતિનો હોય આ વાત બરાબર હોવા છતા સ્પૃશ્યાસ્પૃશ્યનો અધિકાર મટી જતો નથી પણ તેવા પ્રકારનો જૈનધર્મી માટે પોતાની મર્યાદામા રહી આરાધના કરી શકે છે અથવા તેવા પ્રકારની ઈચ્છા દર્શાવતા વિદ્યમાન જૈન શાસનના ભક્તો તેવા આત્મા માટે બધી જ અનુકૂળતા સાધન સામગ્રી વસાવી દે તેવા ઉદાર છે પણ સ્પૃશ્યા સ્પૃશ્ય મર્યાદા તોડી આરાધક આત્માના દિલ નહિ દુભાવવા સાથે તેને માનવતાની રક્ષા કરવી હોય તો જાતિનો ભેદ નહિ હોવા છતા વ્યવહારની પ્રબળતાએ સ્પૃશ્યા-સ્પૃશ્યની મર્યાદાનો લોપ ન થઇ શકે, એના માટે પૂર્વ મહાપુરૂષ રચિત શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર (વદિત્તુ સૂત્ર)ની ટીકાના રચનાર **શ્રી રત્નશેખરસૂરીશ્વરજી મહારાજ** પોતાની અર્થદીપિકા

નામની ટીકા (ગા૦ ૬, પા૦ ૩૧)માં સમ્યક્ત્વના અતિચારમા **सर्वत्र पाविज्यस्यैव व्यवहारात्** લખીને મનુસ્મૃતિ અને મિતાક્ષરી સ્મૃતિ(!)ના પાઠો આપીને લખ્યું છે કે. "**વિવેકી આત્માઓએ જ્ઞાનીઓની નિંદાનો સર્વથા પરિહાર કરવો.**"

આ સંબંધમાં સમજવું કે ચામડું, વાલ અને શરીરનો મેલ વિગેરે વસ્તુ અપવિત્ર હોવા છતાં વ્યવહાર આશ્રયી પવિત્ર–અપવિત્ર મર્યાદા બને છે, જેમ કે ચામડું અપવિત્ર હોવા છતાં નગારાનું ચામડું પવિત્ર ગણીને મંદિરમાં રખાય છે. વાળ અપવિત્ર છતાં ચમરી ગાયના પુંછડાના વાળના ચામરો મંદિરમાં ઉપયોગમાં આવે છે, અને કસ્તુરીયા મૃગની નાભિનો મેલ તે કસ્તુરી તે પણ મંદિરોના પવિત્ર સ્થાનમાં ઉપયોગમાં આવે છે.

એટલે વસ્તુ માત્રની પવિત્રતા કે અપવિત્રતા કેવળ વ્યવહાર ઉપર આધાર રાખે છે, એવી જ રીતે જૈન ધર્મમાં જાતિનો ભેદ નહીં હોવા છતા હરિજનો સાથે વ્યવહારથી સ્પૃશ્યા–સ્પૃશ્યની મર્યાદા હોવાથી એ વ્યવહાર ન થાય તેમાં કાંઇ અયોગ્ય નથી. ફક્ત તે આત્માઓનું અપમાન કોઇએ કરવું જોઇએ નહીં, પણ માનવતા સાચવવી જોઇએ.

હવે શાસ્ત્રીય ઉલ્લેખ વાંચવા છતાં કોઇ પણ ભાઇને એમ થાય કે તમે સ્પર્શ નથી કરતા, તેથી તેમનું ભયંકર અપમાન થયુ, એમ અમો માનીએ છીએ તેવા ભાઇને હું પુછું છું કે આપણી માતા, બ્હેન અને પત્ની ત્રણ દિવસ ઋતુધર્મ પાળે એટલે અંતરાયમાં દૂર બેસે તે વખતે આપણે ત્રણ દિવસ સુધી સ્પર્શ નથી કરતા, તો શુ માતા બ્હેન વગેરેનું ભયકર અપમાન કર્યું એમ માનશો? નહીં જ, તો પછી હરિજન સબધમાં ઉપર પ્રમાણે માનવાને શું કારણ છે? તે વિચારવું.

પ્રશ્ન ૪–પૂર્વકાળમા ભિન્ન ભિન્ન જાતિવાળા જૈન ધર્મ સ્વીકારતા હતા, તો આજે સ્વીકારે તો શુ વાધો છે? તેમ જ હરિજન જૈન ધર્મ સ્વીકારે તો શું વાધો છે?

ઉત્તર-પૂર્વકાળમા ભિન્ન ભિન્ન જાતિવાળા જૈન ધર્મ સ્વીકારતા હોવા છતા માનવતા સાચવતા હતા. એટલે કોઇનુ મન ન દુભાય તેની ચિંતા કરતા હતા, ત્યારે આજે જૈન સંઘમાજ અમુક ભાઇઓ માનવતા પરવારી બેઠા છે અને હરિજન મંદિર પ્રવેશનો આગ્રહ લઇ બેઠા છે તેવા પૂર્વકાળમા ન હતા

હવે પ્રશ્ન રહ્યો હરિજન જૈન ધર્મ સ્વીકારે તો શુ કરવું ? તેનો ખુલાસો આ પ્રશ્નાવલીના બીજા પ્રશ્નના ઉત્તરમા આવી જાય છે

પ્રશ્ન ૫-શું જૈન ધર્મમા સાધુ અને શ્રાવકના આચાર-પાલનના અધિકારમા અમુક જાતિ સાથે વ્યવહાર ન કરવો એવું કાંઈ વિધાન છે ?

ઉત્તર-હા ! पडिकुट्ठं कुलं ण पविसे (દશ૦ સૂત્ર અધ્યયન ૫ શ્લોક ૧૭) હવે ટીકાનો પાઠ-ટીકાકાર इत्वर सूतकयुक्त यावत्कथिक अभोज्य અને ચૂર્ણી પા૦ ૧૭૪ इत्तरिय मयग-सूतगादि मावकहिय अमोज्जा दोस मायगादि पडिकुट्ठ कुलं ण पविसे નો અર્થ સાધુ ભગવતો પ્રતિષિદ્ધ કુળોમા એટલે જે કુળોનો શાસ્ત્રમા નિષેધ કરાયો હોય, તેવા કુળોમા ભિક્ષા વૃત્તિએ એટલે ગોચરીને માટે પ્રવેશ ન કરે, તેજ વાતની પુષ્ટિમા ટીકાકાર ભગવત લખે છે કે "इत्वर सूतकयुक्त यावत्कथिक अभोज्य"

અર્થ-સાધુ ભગવતોને ગોચરી માટે નિષેધ (વર્જન) કરાએલા એવા કુળો બે પ્રકારના હોય છે તેમા એક થોડા કાળને માટે અને બીજા સદાકાળને માટે વર્જન કરવા લાયક છે

એટલે કે મૃતક અને જન્મ આદિના સૂતકવાળા ઘરો થોડા કાળને માટે વર્જન કરવા લાયક છે જ્યારે ડુંબ જાતિ વગેરેના કુળો સદાકાળને માટે વર્જન કરવા લાયક છે તે વાતની શાખ દશવૈકાલિક ચૂર્ણીમા (પા૦ ૧૭૪) "इत्तरियं मयग सूतकादि मावकहिय अमोज्जा पर्व मायगादि" શબ્દોમા મળે છે

પંચાશક ૧૩ શ્લોક ૩૮ "एमो वि कु कोविवि सूयगादि मावेऽवि अविसेसोवर्ग्गामो मरपवि तह पाम सिद्धिमो ॥३८॥ જણાવે છે

કે આ પ્રમાણે જ્યારે સાધુ ભગવંતો માટે જે વ્યવહાર વર્જન કરવા લાયક હોય, તે વ્યવહાર શ્રાવક માટે પણ વર્જન લાયક હોય તેમાં નવાઈ નથી

**પ્રશ્ન ૬**–જૈન તીર્થોમા યુરોપીઅન, મુસલમાન, ક્રિશ્ચીયન વગેરે કળાની દૃષ્ટિએ દેખવા માટે જઈ શકે ? અને જઇ શકતા હોય તો હરિજન કળાની દૃષ્ટિએ દેખવા જાય તો વાંધો ખરો ?

**ઉત્તર**–હા ! યુરોપીઅન, મુસલમાન, ક્રિશ્ચીયન, સાથે સ્પૃશ્યાસ્પૃશ્યનો વ્યવહાર હોવાથી કળાની દૃષ્ટિએ જાય છે, પણ હરિજન સાથે તેવો વ્યવહાર નહીં હોવાથી જઇ શકે નહી.

હવે તમો કહેશો કે ક્રિશ્ચીયન બનીને હરિજન આવે તો જઈ શકે, તેનું શું કારણ ? જેનો ખુલાસો એ છે કે વર્ણાંતર થયા પછી સ્પૃશ્યાસ્પૃશ્ય છુટો થઇ શકે છે. દૃષ્ટાંતમાં જોડાનું ચામડું મંદિરમાં ન લઇ જઇ શકાય. પણ નગારાનું ચામડું લઇ જઇ શકાય. કારણ કે ચામડાનું રૂપ ફરી ગયુ. વિગેરે ત્રીજા પ્રશ્નમાં વિગતવાર ખુલાસો છે.

**પ્રશ્ન ૭**–શાસ્ત્રોમાં ચાંડાલ (હરિજન) એવા મેતાર્ય તથા હરીકેશી વિગેરે જૈન મુનિઓ થઈ ગયા છે. એવું સાંભળીએ છીએ તો શું જૈન ધર્મ પાળે તેના માટે સ્પૃશ્યાસ્પૃશ્યની છુટ છે ?

**ઉત્તર**–ના, જૈન ધર્મ પાળવા માત્રથી સ્પૃશ્યાસ્પૃશ્યની છુટ હોઇ શકે નહીં, તેનો ખુલાસો આ પ્રશ્નાવલીના બીજા પ્રશ્નના ઉત્તરમાં છે, છતાં જ્યારે મેતાર્ય અને હરિકેશીનું દૃષ્ટાંત આગળ ધરવામાં આવે છે, તેમાં કેવળ શાસ્ત્રનું અજ્ઞાનપણું જ કારણ છે, કેમકે મેતાર્યનો અધિકાર એવો છે કે ચંડાલપુત્ર હોવા છતાં શેઠને ઘેર જન્મથી મોટો થયેલો જેને આખી દુનિયા શ્રેષ્ઠી પુત્ર માનતી હતી. અને તેથી જ તેનાં આઠ વ્યવહારીઓની કન્યાઓ સાથે સગપણ થયાં હતાં. અને છેલ્લે છેલ્લે રાજા શ્રેણિકે પોતાની કન્યા આપી હતી. અને તેમાં કાંઇ પણ કારણ હોય તો દેવતાની અદૃશ્ય સહાય જ તેમાં કારણ હતી, એટલે કે દેવની સહાય સિવાય ન બને તેવું દુર્ઘટ

કાર્ય દેવની સહાયથી કરી પવિત્ર બન્યા અને વ્યવહારમા આવ્યા ત્યારે જ આઠે વ્યવહારીઆઓએ અને રાજા શ્રેણિકે પોતાની કન્યા પરણાવી

હવે જ્યારે જગતના વહેવારમા આવેલા મેતાર્ય દેવની આપેલી મુદત પુરી થયે સયમ અગીકાર કરે, તેને ચાડાલ એવા મેતાર્યે દીક્ષા લીધી એમ કહેવુ તે ભુલ ભરેલુ છે પણ ચાડાલમાથી વ્યવહારીયા બનેલા મેતાર્યે દીક્ષા લીધી એમ જ કહેવુ વ્યાજબી છે પણ શાસ્ત્ર અને વ્યવહારથી નિરપેક્ષ આત્મા ગમે તેમ બોલે તેને આજના સ્વતત્રવાદના જમાનામા રોકી શકવું બહુ મુશ્કેલ છે

આ સબધમા મેતારજ ચરિત્ર જોઇ લેવું

હવે હરિકેશી સબધમા પણ અદશ્ય દેવની જ સહાય છે અને તે વાત **ઉત્તરાધ્યયન સૂત્ર** (અધ્યયન ૧૨ હરિકેશી અધ્યયન શ્લોક ૧ કથાની શરૂઆત)મા ચાડાલ કુળમા ઉત્પત્તિ પોતાની મેળે જ બોધ થયો, નહીં કે ગુરૂનો ઉપદેશ કે ગુરૂનો સ્પૃશ્યાસ્પૃશ્ય અને બોધ થવાની સાથે પોતાની મેળે ચારિત્ર અને ચારિત્રમા દુષ્કરતાની આરાધનાથી દેવનુ સાનિધ્યપણુ વિગેરે અધિકાર શ્લોક ૮ સુધીમા છે તેમ જ શ્લોક ૨૧મા **देवाभिओगेण** નો અર્થ લખતા જણાવે છે કે **"દેવતાઓ પણ આવા મહામુનિનુ માહાત્મ્ય અને નિ સ્પૃહપણાની સ્તવના કરે છે એટલે ધન્ય છે "**

આવા ઉત્તમ પ્રકારના ત્યાગી અને તપસ્વી મહાત્મા હતા એટલુ જ નહીં પણ આગળ ચાલતા શ્લોક ૩૨ મા **जक्खा हु वेयावच्च करेंति** યક્ષ દેવતા જેઓની હમેશા વૈયાવચ્ચ કરે છે એટલે દેવતા અધિષ્ઠિત પુરૂષ અછૂત કહેવાતો નથી

આ ઉપરથી શાસ્ત્રીય એવુ મેતાર્યમુનિ અને હરિકેશીનુ દષ્ટાત આગળ ધરીને જૈન કુળમા જન્મેલા આત્માઓ હરિજનને સ્પૃશ્યાસ્પૃશ્યના અધિકારમા ગોઠવે છે તે અનુચિત છે

**પ્રશ્ન** ૮-પાચમા પ્રશ્નોત્તરમા શાસ્ત્રીય પાઠો મુકયા છે, તે પાઠો

મુજબ જૈન ધર્મના તેરાપંથી સંપ્રદાય અને સ્થાનકવાસી સંપ્રદાય નથી. માનતા તેનું શું કારણ ?

ઉત્તર-તેરાપંથી સંપ્રદાય અને સ્થાનકવાસી સંપ્રદાય વાળા સાધુઓ દશવૈકાલિક સૂત્રને માનવાવાળા હોવા છતાં શાસ્ત્રમાં વર્જન કરેલાં કુળોમાં ભિક્ષાવૃત્તિએ (ગોચરીએ) જાય છે, તેમાં મુખ્ય કારણ જિંહ્વાની લોલુપતા જ કારણ લાગે છે.

કારણ કે લસણની ચટણી, ડુંગળીનું શાક અને બટાટા વિગેરે કંદમૂળ પદાર્થો મોટે ભાગે જૈન કુળોમાં મળતાં નથી અને તે સિવાયના કુળોમાં સ્વાભાવિક તે વસ્તુનો વપરાશ હોવાથી શુદ્ધ મળી જાય એ દૃષ્ટિએ જાય છે અને ઉપરથી એમ કહે છે કે " આ વસ્તુ વાપરવામાં શાસ્ત્રમાં નિષેધ નથી."

આ પ્રમાણે શાસ્ત્ર-વિરૂદ્ધ બોલનારને આપણે રોકી શકીએ નહી. કારણ કે શાસ્ત્રોમાં જ્યાં મંદિર અને મૂર્તિના સાક્ષાત્ પાઠો મળે છે. તેનો અપલાપ કરનાર સ્પૃશ્યાસ્પૃશ્ય સંબંધમાં અપલાપ કરે તેમાં કોઈ નવાઇ નથી.

પ્રશ્ન ૯-શાસ્ત્ર મુજબ હલકા કુળોનો ભિક્ષાવૃત્તિ માટે ત્યાગ કહેલો એવી તપાગચ્છની સમાચારી વાળા નવા મતના કેટલાક સાધુઓ સૂતકવાળાને ત્યાંથી ભિક્ષાવૃત્તિ (ગોચરી) કરે છે. તે શું શાસ્ત્ર વિહિત છે ?

ઉત્તર-ના, જો શાસ્ત્ર વિહિત હોય તો ઉપરના શાસ્ત્રીય પાઠના વિરોધવાળો શાસ્ત્રીય પાઠ નવા મતવાળા કોઇ પણ બતાવે તો અમોને પણ તે પ્રમાણે સુવાવડીનો શીરો અને સુંઠ વહોરવામાં જરા પણ બાધકતા નથી. પરંતુ ચક્રવર્તીને ઘેર રોજ સુવાવડ હોય, ભગવાન જન્મ્યા ને મેરૂ પર્વત ઉપર લઈ ગયા. વિગેરે ભ્રામક દલીલોથી પોતાના નવીન મતનું નવીન પ્રદર્શન કરવું હોય ત્યાં અમારો ઉપાય નથી.

અમો પૂછીયે છીએ કે ચક્રવર્તીને ત્યા રોજ સુવાવડ હોય તે વાત સભવિત માની લઈએ તો પણ ચક્રવર્તીને ત્યા કેટલા સાધુ અને ક્યારે ગોચરીએ ગયા તેનો કોઈ શાસ્ત્રીય પાઠ છે ? ચક્રવર્તીની ગોચરી રાજપિંડ કહેવાય કે નહી ? રાજપિંડ મુનિઓને કલ્પે કે ખરો ? આ બધી વસ્તુ વિચારવાની સાથે ભગવતના લોકોત્તર જન્મની વાત સામાન્ય સૂતકવાળાને લગાડવી ઉચિત છે ? છતા પૂજામા મહાપુરૂષ ભગવતના જન્મને અગે લખે છે કે "બારમે દિન નાત જમાવે" આ બધુ શુ વિચારવા લાયક નથી ?

જો કે નવા મતમા જોડાવાના કારણ તરીકે ગુરૂનો યોગ અથવા પોતાની અજ્ઞાનના હોવા છતા સ્પૃશ્યાસ્પૃશ્યના વિષયમા બધા જ એક જ વિચારના અને આચરણ વાળા છે, એટલુ ભવભીરૂપણુ છે

પ્રશ્ન ૧૦-જૈન સઘમા સ્પૃશ્યાસ્પૃશ્યના અધિકારમા રૂતુધર્મને (એમ. સી ) અતરાય નહીં પાળનાર ઘણી સુધરેલી બહેનો છે અને કોલેજના જૈન જૈનેતર અધિકારીઓનો ટેકો છે તો શુ તે વાત શાસ્ત્ર સમત છે ?

ઉત્તર-શાસ્ત્ર સાથે તે વાત બિલકુલ સમત નથી પણ ઉલટુ પહેલે દીવસે ચડાલણી સમાન સમાન વિગેરે વાતો છે, રૂતુધર્મ રૂપને અતરાયના ત્રણ દિવસો તેમા પઠન પાઠન એ તો ઘોર જ્ઞાનાવરણીય કર્મ બધાવનાર છે એટલુ જ નહી પણ વ્યવહારથી પણ સ્પૃશ્યાસ્પૃશ્ય તો વિરૂદ્ધ જ છે પણ, તેવી અતરાયવાળી બાઈનો પડછાયો પણ લેવો કલ્પે નહી

ઋતુધર્મનો અતરાય નહીં પાલનાર સ્થાનકવાસી તેરાપથી મહાસતીઓની ભક્તાણી બાઈઓ પણ પોતાને ત્યા લગ્નાદિક પ્રસગે વડી પાપડ વિગેરે બનાવે છે, ત્યારે ઢુઢણી મહાસતીઓનો આ વસ્તુ ઉપર પડછાયો ના પડે તેની ખાતર સામેથી સ્થાનકમા અથવા જ્યા ઉતર્યા હોય ત્યા જઈને અમારે ત્યા આજના દિવસે વડીપાપડનો પ્રસગ હોવાથી વહોરવા આવશો નહીં, એમ કહી આવે છે છના મોટુ અહેર

આવી ન ચડે તેની ખાતર મકાનની અંદરની સાંકળ બંધ કરીને વડી પાપડ બનાવે છે.

આ વસ્તુ સ્પષ્ટ કહી આપે છે કે અંતરાયવાળી બાઈ સ્પૃશ્યાસ્પૃશ્ય કરવા લાયક તો નથી જ, એટલુ જ નહીં પણ તેનો પડછાયો પણ અમુક વખતે હિતકારી નથી, વળી પારસી કોમ કે જેનો જગતમાં મોટો ભાગ શિક્ષિત અને સુધરેલી કોમ તરીકે માને છે. તે કોમમાં પણ રૂતુધર્મ (એમ. સી.) અંતરાય માટેની સખત કડકાઇ જગત પ્રસિદ્ધ છે. જ્યારે આર્ય કુળમાં જન્મેલા અંતરાય નહી પાળવાની તરફદારી કરે, ત્યારે સ્વતંત્રતાના બહાના નીચે સ્વચ્છંદતા જ છે. એમ માનવાને કારણ મળે છે.

**પ્રશ્ન ૧૧–** ન્હાવા ધોવા માત્રથી હરિજન જિનેશ્વરદેવના મંદિરમાં પ્રવેશ કરી શકે ?

**ઉત્તર–ના,** ન્હાવા ધોવા માત્રથી જે વસ્તુ કર્મજન્ય છે તે ચાલી જતી નથી કારણ કે જૈન સિદ્ધાંત એમ માને છે કે "જે માણુસ પોતાના પ્રશંસા અને પારકાની નિંદા કરે છે તે માણુસ નીચ ગોત્ર બાંધે છે. અને જે પોતાની નિંદા અને પારકાના છતાં ગુણુની પ્રશંસા કરે છે તે ઉંચ ગોત્ર બાંધે છે" આ પ્રમાણે ઉચ નીચ ગોત્રનો ભેદ જીવ માત્રનો કૃતકર્મ છે, તેને ન્હાવા ધોવા માત્રથી પવિત્રતા આવતી નથી અને જ્યારે પવિત્રતા નથી આવતી ત્યારે જૈન મંદિરમાં પ્રવેશ કરે તે અનુચિત જ ગણાય.

(અપૂર્ણ)

**આજ્ઞા પાલનનું મહત્ત્વ**

"હે નાથ! વીતરાગ! તમારી આજ્ઞા નિરપેક્ષ પૂજા કરતા પણ તમારી આજ્ઞાનું પાલન મહત્ત્વનું છે

આજ્ઞાનું પાલન મોક્ષનું કારણ બને છે અને આજ્ઞાની વિરાધના ભયનું કારણ બને છે.

॥ श्री वर्धमान स्वामिने नमः ॥

આગમદાતાર—આગમસમ્રાટ્

આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત

પૂ૦ આ૦ શ્રી આનંદસાગરસૂરીશ્વર ભગવંતના

બહુમૂલ્ય તાત્ત્વિક

વ્યાખ્યાનાદિ સામગ્રીના સંકલનરૂપ

# આગમ જ્યોત (ત્રૈમાસિક)

ના વ્યવસ્થિત પ્રકાશન અર્થે

## સ્થાયી કોશની યોજના

સુજ્ઞ વાચકોને વિદિત છે કે પૂ. ગચ્છાધિપતિ વાત્સલ્યસિંધુ પૂ. આ. શ્રી માણિકયસાગરસૂરીશ્વર ભગવંતના મંગળ આશીર્વાદ-પ્રેરણાથી "આગમ જ્યોત" ત્રૈમાસિકનું પ્રકાશન ત્રણ વર્ષથી થઈ રહેલ છે

તત્ત્વપ્રેમી જનતાએ ખૂબ સુંદર રીતે તેને આવકાર્યું છે, જે અમારા આનંદનો વિષય છે

ગ્રાહક યોજના પરિણામે ઉચિત ન લાગવાથી હવે બંધ કરી છે

તેના બદલે એક વિશાળ સ્થાયીકોશની યોજના વિચારી છે જેનાથી તેનું પ્રકાશન વ્યવસ્થિત થતું રહે

સ્થાયી કોશમા ઓછામા ઓછી રકમ ૧૦૧)ની લેવાય છે

તેથી ઓછી રકમ ભેટ ખાતે ચાલુ ખર્ચમા લેવાય છે

તેથી ચતુર્વિધ શ્રીસંઘને નમ્ર વિજ્ઞપ્તિ છે કે સહુ ધર્મપ્રેમી પુણ્યાત્મા યોગ્ય ઉપદેશ-પ્રેરણા-સલાહકાર દ્વારા અમારી શ્રુતભક્તિના આ કાર્યને વેગવંત બનાવે

| | |
|---|---|
| વીર નિ. સં | વિનીત |
| ૨૪૯૫ | સંઘ સેવક |
| વિ સં ૨૦૨૫ | રમણલાલ જેચંદ શાહ |
| આ સં ૧૯ | કાર્યવાહક આગમોદ્ધારક ગ્રંથમાળા |
| કા.-વ ૨ | કપડવંજ (જિ ખેડા) |

૧૦૧) ગાંધી રમીલાબેન કસ્તુરચંદ કપડવંજ, પૂ૦ ગણિવર્યશ્રી લબ્ધિસાગરજી મ૦ સા૦ના ઉપદેશથી.

૧૦૧) ચંપકલાલ ભોગીલાલ શાહ મુંબઈ, પૂ૦ ગણી વિમલસાગરજી મ૦ સા૦ સદુપદેશથી.

૧૦૧) શેઠ અમૃતલાલ મણિલાલ વસઈ, પૂ૦ ઉપા૦ શ્રી ધર્મસાગરજી મ૦ સા૦ ઉપદેશથી.

૧૦૧) શેઠ કેશવલાલ મનસુખરામ ચાણસ્મા, પૂ૦ ઉપા૦ શ્રી ધર્મસાગરજી મ૦ સા૦ ઉપદેશથી.

૧૦૧) શેઠ જેઠાલાલ લહેરચંદ ચાણસ્મા

૧૦૧) શેઠ ચંપકલાલ કેશવલાલ ચાણસ્મા

૧૦૧) શેઠ ચંપકલાલ કેશવલાલ ન્યાલચંદ ચાણસ્મા

૧૦૧) શેઠ રાયચંદ હરીચંદ ચાણસ્મા

૧૦૧) શેઠ ગોવિંદજી કરમચંદ ચાણસ્મા

૧૦૧) શેઠ કંચનલાલ અમૃતલાલ ચાણસ્મા

૧૦૧) શેઠ મોહનલાલ ત્રીભોવનદાસ ચાણસ્મા

૧૦૧) શેઠ મોહનલાલ રામચંદ ચાણસ્મા

૧૦૧) ઝવેરી બબલચંદ ગભરૂચંદ ચાણસ્મા

૧૦૧) શેઠ પુનમચંદ જેચતાચંદ ચાણસ્મા

૧૦૧) શેઠ લહેરચંદ ચુનીલાલ હા. રસીકભાઈ ચાણસ્મા

૧૦૧) શેઠ કીલાચંદ ગગલચંદ ચાણસ્મા

ઉપરના સર્વ ધર્મ પ્રેમીઓએ પૂ૦ ઉપા૦ શ્રી ધર્મસાગરજી ચાણસ્માના મહારાજ સાહેબના ઉપદેશથી શ્રી આગમ જ્યોતના સ્થાયી કોશમાં ભેટ આપેલ છે.

૧૦૧) શાહ શાન્તાબેન રતીલાલ શામળદાસ કાપડીયા ગોધરા પૂ૦ વિમલસાગરજી ગણિવર્યના સદુપદેશથી.

૧૦૧) શ્રી શાંતિનાથજી ઉપાશ્રય તરફથી મુંબઈ, પૂ૦ સા૦ શ્રી નિરંજના શ્રીજીના સદુપદેશથી

૧૦૧) ચોકસી મોતીચંદ કસ્તુરલાલ સુરત, પૂ૦ ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રી માણિક્યસાગરસૂરીશ્વરજીની નિશ્રામાં અંગડિયા તીર્થે માળા પહેરી તે પ્રસંગે

૧૦૧) સંઘવી અમૃતલાલ હીરાચંદ લાડોલ, પૂ૦ શ્રી અશોકસાગરજી મ૦ સા૦ સદુપદેશથી, શ્રી શંખેશ્વર તીર્થે માળા પહેરી તે પ્રસંગે

૧૦૧) સંઘવી રસીકભાઈ ચીમનલાલ કડી, પૂ૦ ઉપા૦ શ્રી ધર્મસાગરજી મ૦ના ઉપદેશથી

૧૦૧) શ્રી વેલજી લીલાધર હરીયા રાવલસર (જામનગર) પૂ૦ રવીન્દ્રસાગરજી મ૦ની વડી દીક્ષા નિમિત્તે

૧૦૧) શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ નંદરબાર, પૂ૦ ગણી૦ શ્રી પ્રબોધસાગરજી મ૦ સા૦ તથા પૂ૦ હિમાંશુસાગર ગણીના ઉપદેશથી

૧૦૧) એક સદ્‌ગૃહસ્થ તરફથી અમદાવાદ હઠીભાઈની વાડી, પૂ૦ સા૦ મ૦ શ્રી નિરંજના શ્રીજીના સદુપદેશથી

૧૦૧) શ્રી દશા પોરવાડ જૈન સંઘના જ્ઞાન ખાતેથી સીનોર, પૂ૦ ગણી શ્રી વિમલસાગરજી મ૦ ઉપદેશથી

૨૦૧) શ્રી આતરોલી જૈન સંઘના જ્ઞાન ખાતેથી આતરોલી, પૂ૦ ગણી શ્રી હિમાંશુસાગરજી તથા પૂ૦ યશોભદ્રસાગરજી મ૦ના ઉપદેશથી

*૧૦૧) સોહનરાજજી વેદ ડગ, પ૦ અશોકસાગરજી મ૦ના ઉપદેશથી

૧૦૧) શ્રી મનસુખભાઈ શેઠની પોળના ઉપાશ્રય તરફથી અમદાવાદ, પૂ૦ સા૦ શ્રી રાજુલાશ્રીજીના ઉપદેશથી

૧૦૧) સરસ્વતીબેન સૌભાગ્યચંદ દીપચંદ સુરત, પૂ૦ સા૦ મ૦ શ્રી નિરંજનાશ્રીજીના ઉપદેશથી

૧૦૧) વેજલપુર જૈન સંઘ તરફથી પૂ૦ રામચંદ્ર વિજયજીના ઉપદેશથી.

૧૦૧) શ્રી બાલાસિનોર જૈન સંઘ સમસ્ત. હા૦ અંબાલાલભાઈ બાલાસિનોર, પૂ૦ સા૦ રોહિતાશ્રીજીના ઉપદેશથી.

૧૦૧) શાહ સોમચંદ શિવલાલ ઘડીયાવાળા કપડવંજ, પૂ૦ ગણી૦ શ્રી લબ્ધિસાગરજી મ૦ સા૦ ઉપદેશથી.

૧૨૫) શ્રી શામળાજી પોળ તપાગચ્છ જૈનસંઘ જ્ઞાન ખાતેથી અમદાવાદ હા. શેઠ કચરાભાઈ હઠીભાઈ પૂ૦ ઉપા૦ શ્રી દર્શનસાગરજી મ૦શ્રીના ઉપદેશથી.

૧૦૧) મહેતા ચુનીલાલ કેવળચંદ ડુંગરપુર, પૂ૦ સા૦ શ્રી રમ્યયશાશ્રીજીના ઉપદેશથી.

૧૦૧) શ્રી વીસાશ્રીમાળી જૈન પંચ બોરસદ, પૂ૦ ગણી૦ શ્રી સૌભાગ્યસાગરજી મ૦ સા૦ સદુપદેશથી.

૧૦૦) શ્રી મલાડ જૈન શ્વે૦ સંઘ તરફથી મલાડ, પૂ૦ સા૦ શ્રી શુભોદયાશ્રીના ઉપદેશથી.

૨૫૧) કોઠી પોળ જૈન સંઘ વડોદરા, પૂ૦ ગણિવર્ય શ્રી વિમળ-સાગરજી મ૦ સા૦ના ઉપદેશથી.

## ( ભેટ રકમની યાદી )

૨૦૦) શ્રી વેજલપુર ઉપધાન તપ જ્ઞાન પૂજનમાંથી પૂ૦ સૂર્યોદય સાગરજી મ૦ સા૦ના ઉપદેશથી.

૧૨૫) બ્હેનોના ઉપાશ્રય તરફથી ડુંગરપુર, પૂ૦ તારકશ્રીજીના મહારાજ આદિકા ૫ના ઉપદેશથી.

૧૦૦) શ્રી ઋષભદેવજી કેસરીમલજી જૈન પેઢી રતલામ, પૂ૦ સ્વ૦ શાંતિસાગરજી ગણિવર્ય તથા પૂ૦ પુંડરીકસાગરજી મ૦ શ્રીના ઉપદેશથી.

૫૧) શ્રી બડનગર જૈન સંઘ બડનગર, પૂ૦ સા૦ શ્રી સૂર્યોદયા શ્રીજીના ઉપદેશથી

૫૦) શ્રી ધર્મોત્તેજક મહિલા મંડળ ઈંદોર, પૂ૦ વયોવૃદ્ધા શ્રી મનહરશ્રીજીના ઉપદેશથી

૫૧) શ્રી મહુવા વીસા શ્રીમાળી જૈન સંઘ તરફથી મહુવા, પૂ૦ સુશીલસાગરજી મ૦ સા૦ના ઉપદેશથી

૫૧) શ્રી ટાણા જૈન સંઘના જ્ઞાન ખાતા તરફથી પૂ૦ સા૦ શ્રી પ્રમોદશ્રીજીના ઉપદેશથી

૩૧) શાહ સકરચંદ વાડીલાઈ અમદાવાદ, પૂ૦ આ૦ મ૦ શ્રી વિચક્ષણાશ્રીજીના ઉપદેશથી

૨૫) એક સદ્‌ગૃહસ્થ તરફથી કપડવંજ, હા નયનાબેન

૧૦) ઓસવાળ જૈન ઉપાશ્રય ખંભાત, પૂ૦ લબ્ધિવિજયજી મ૦ સા૦ના ઉપદેશથી

૫૧) શ્રી જ્ઞાન ખાતામાંથી લુણાવાડા, હા શેઠ વાડીલાલ લલ્લુભાઈ પૂ૦ આ૦ શ્રી તિલકશ્રીજીના ઉપદેશથી

૫૦) શ્રી જ્ઞાન પૂજનમાંથી લુણાવાડા, પૂ૦ સા૦ તીર્થયશા શ્રીજીના [illegible]

૧૦) શ્રી [illegible] ઉપદેશથી

૧૧) શ્રી [illegible] તરફથી [illegible]

૫) શા૦ [illegible]

૫) [illegible]

# પ્રકાશક તરફથી

સહર્ષ નિવેદન છે કે પરમોપકારી. વાત્સલ્યસિન્ધુ પૂ. ગચ્છાધિપતિ આચાર્ય દેવના નિર્દેશાનુસાર પૂ. આગમોદ્ધારકશ્રીના સાહિત્યનું પ્રકાશન કરનારી અમારી સંસ્થાનું ગૌરવ વધારનાર આ તાત્વિક ત્રૈમાસિકનું પ્રકાશન દેવગુરુ કૃપાએ ત્રણ વર્ષથી થઈ રહ્યું છે. જેને તત્વરૂચિ જીજ્ઞાસુઓએ હાર્દિક રીતે આવકાર્યું છે, તે અમારે મન આનંદની વાત છે.

આના પ્રકાશનમાં અનેક પુણ્યશાલી મહાનુભાવોનો સક્રિય સહકાર મળતો રહ્યો છે. પણ તાત્વિક વ્યાખ્યાનોના પ્રકાશનોને આવકારનારા તત્વરૂચિ જીવો, અલ્પ પ્રમાણમાં હોય છે. અને ત્રણ વર્ષના અનુભવના તારણ મુજબ તેમજ સહૃદયી કેટલાક માન્ય મહાપુરુષો ના સૂચન પ્રમાણે વિચાર કરતાં એમ જણાય છે કે–

ત્રૈમાસિક તરીકે થતું પ્રકાશન પ્રચારના ધ્યેય પ્રમાણે પુરતું સફળ નથી. પરંતુ વર્ષની આખરે ચારે અંકો સાથે બાંધી એક પુસ્તક રૂપે બધા જીવોને પહોંચાડવાથી પ્રચારની દ્રષ્ટિએ જરા ખામી રહેવા છતાં તાત્વિક પ્રકાશનોની નક્કરતા પ્રતીત કરાવવામાં વધુ સફળતા મળે છે.

**તેથી હવે પછી દરેક વર્ષના ચારે અંકો ત્રણ વર્ષમાં આપેલ ક્રમ પ્રમાણેની ગોઠવણી સાથે વર્ષની આખરે દીવાળીએ પ્રગટ કરી જ્ઞાનપંચમીના શુભ દિવસે સહુ જ્ઞાનપિપાસુઓના હાથમાં પહોંચતા કરવાનો પ્રસંગોચિત નિર્ણય લેવામાં આવ્યો છે.**

**તે મુજબ હવે પછી આગમજ્યોત પુસ્તકાકારે દિવાળી ઉપર પ્રકટ થશે. તેની સહુ સુજ્ઞ વાચકોને યોગ્ય નોધ લેવા વિનતી છે**

આ પ્રકાશનમા નિસ્વાર્થભાવે સેવા આપનાર સ્વ શેઠશ્રી સાનાભાઈ પોપટલાલ ગજરાવાળા (નીલધારા, અમદાવાદ-૬) ના આકસ્મિક અવસાનની ખેદપૂર્વક નોધ લેવા સાથે તેઓની શાસન સઘ અને સુસાધુઓ પ્રત્યે નિષ્ઠાપૂર્વકની ભક્તિ બદલ શ્રદ્ધાજલિ આપીએ છીએ

આગમજ્યોતનુ પ્રકાશન સમ્બન્ધી સઘળુ કાર્ય નિસ્વાર્થપણે સભાળનાર આગમજ્યોત કાર્યાલય, મહેસાણાના સચાલક શ્રીયુત કીર્તિભાઈ ફૂલચદ શાહ (દીલીપ નોવેલ્ટી સ્ટોર્સવાળા) તથા પડિત શ્રી રતીલાલ ચીમનલાલ દોશીના તનતોડ વિવિધ પરિશ્રમોની ગુણાનુરાગભરી અનુમોદના કરીએ છીએ

આ સિવાય અમારા બીજા પણ ધર્મપ્રેમી સહયોગીઓ અને ગતવર્ષના મહા સુદ ૫ થી આગમજ્યોતના 'સ્થાયીકોષ' ની યોજ નામા ફાળો આપનારા તે તે ધર્મપ્રેમી પુણ્યાત્માઓ અને ભેટ રકમ આપનારા મહાનુભાવોની ધર્મ-ભાવનાની અનુમોદના કરીએ છીએ

આગમ-જ્યોતને દરેક રીતે સહકાર આપનારા પૂ સાધુ-સાધ્વીજી ભગવતની કરૂણાભરી દષ્ટીથી અમારી જાતને ધન્ય માનીએ છીએ

વિદ્વાનો અને સામાન્ય જનતાને ઉપયોગી પૂ આગમોદ્ધારકશ્રીના સાહિત્યમાથી ચૂટીને વ્યવસ્થિત સપાદન કરી આપનાર પૂ ગણીશ્રી સૂર્યોદયસાગરજી મહારાજ તથા પૂ ગણીશ્રી અભયસાગરજી મહારાજ તેમજ આર્થિક સહાય માટે ઉપદેશ-પ્રેરણા આપનાર શ્રમણ સઘના ચરણોમા કૃતજ્ઞતાભાવે ભૂરિભૂરિ શ્રદ્ધાવનતમસ્તકે વદનાપૂર્વક અમો હાર્દિક બહુમાનાંજલિ સમર્પિત કરીએ છીએ

છેવટે યોગ્ય ધ્યાન-તકેદારી રાખવા છતા મુદ્રણદોષ, દષ્ટિદોષ આદિથી પ્રકાશનમા રહી જતી ક્ષતિઓ અને અકો મોકલવા વગેરેની

વ્યવસ્થામાં ચોકસાઈની ખામીથી રહેતી ત્રુટીઓ બદલ—હવેથી ન થાય તેના ધ્યાન સાથે હાર્દિક ક્ષમા માંગીએ છીએ.

નિવેદક
**રમણુલાલ જેચંદભાઈ શાહ**
મુખ્ય કાર્યવાહક
આગમોદ્ધારક ગ્રંથમાળા કપડવંજ




ચતુર્વિધ શ્રી સંઘ સમક્ષ નમ્રભાવે વિજ્ઞપ્તિ છે કે આગમ રહસ્ય પારગામી બહુશ્રુત ધ્યાનસ્થ સ્વર્ગત આચાર્ય દેવશ્રી આગમોદ્ધારક શ્રીના તાત્ત્વિક વ્યાખ્યાનો આદિ સામગ્રી યથામતિ સંકલિત કરીને પૂ. ગચ્છાધિપતિશ્રીની મંગલ અમીદૃષ્ટિ, પૂ. તારકવર્ય ગુરૂદેવશ્રીના આશીર્વાદ અને તત્ત્વદૃષ્ટિવાળા પુણ્યવાનોના યોગ્ય સહકાર આદિ બળે "આગમજ્યોત" ત્રૈમાસિક રૂપે શ્રી સંઘની સેવામાં રજુ કરવાનું સૌભાગ્ય પરમ પુણ્યોદયે મળ્યુ છે. ક્ષયોપશમાનુસાર યથાશક્તિ સુવ્યવસ્થિત સુવાચ્ય કરીને સાહિત્ય રજુ કરવા પ્રયત્ન કર્યો છે, પણ તેમાં શાસ્ત્ર, પરંપરાકે પૂજ્ય આગમોદ્ધારકશ્રીના આશયથી વિરૂદ્ધ કાંઈ સંપાદનના નામે થયુ હોય તો તેનું ચતુર્વિધ શ્રીસંઘ સમક્ષ હાર્દિક શુદ્ધિ સાથે.

મિ...ચ્છા...મિ...દુ...ક્ક...ડં.

પ્રકાશક : શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા વતી શાહ રમણુલાલ જેચંદભાઈ, કાપડ બજાર, મુ. કપડવંજ.
મુદ્રક : શ્રી. જયન્તિ દલાલ, વસંત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઈની વાડી, અમદાવાદ.